'સુન્દરીસુબોધના' ગ્રાહકોને

# ગીતમાળા.

બન્ધુસમાજ.

મૂલ્ય:—આના ૭.

” ના ગ્રાહકોને પ્હેલી ભેટ.

# યોગિની

અથવા

## સાધ્વીઓના જીવનસુવાસ.

પ્રકાશક, બન્ધુસમાજ.

સ્ત્રી-ઉપયોગી ૨૫૦ પાનાનું નવલકથાનું આ રસિક પુસ્તક હિન્દુગૃહસંસારના વર્તમાન સાસરા અને પિયરનો વાસ્તવિક ચિતાર આપી સંયુક્ત ગૃહરાજ્યમાં દિકરી અને વહુનાં જુદાં જુદાં ચશ્માંથી જોવાતાં ચિત્રો આલેખે છે; ભિન્ન ભિન્ન અવસ્થાની વિધવાઓનાં કર્મની કહાણીઓ વર્ણવે છે; અન્ધશ્રદ્ધાથી ઉદ્ભવતી ધર્માન્ધતાનાં લોકકહેણની દુર્ગંધમાંથી નિવારે છે; પતિપત્નીનાં આસુરી, પાર્થિવ અને સ્વર્ગીય જીવનસ્વરૂપોનાં દર્શન કરાવે છે; સંસારસુધારાના અનેક પ્રશ્નોના ગંભીર અને નિષ્પક્ષપાત દૃષ્ટિએ સર્વમાન્ય નિર્ણય તારવી બતાવે છે, તથા કેટલાક ધૂળવાળા પ્રદેશ ઉપર સુધારાની આંધીથી વળગતો મેલ ખંખેરી, સ્ત્રીવર્ગની સત્ય ઉન્નતિનો શીતલ અને શ્રેયસ્કર સુવાસ સુંઘાડે છે; કુમારિકા, પત્ની અને વિધવાનાં આર્યત્વના ભૂષણરૂપ આદર્શો વાચકહૃદયને પ્રત્યક્ષ કરાવે છે; તથા અંતે વિશુદ્ધ સ્નેહ અને કર્તવ્યપરાયણતાને અર્થે કરેલા આત્મભોગનો દિવ્ય પ્રભાવ ઝળકાવે છે.

મૂલ્ય આના બાર.

**સુન્દરીસુબોધના નવા થનાર ગ્રાહકોને અર્ધી કિંમતે.**

મળવાનું ઠેકાણું—“ સુન્દરીસુબોધ” મન્દિર,—અમદાવાદ.

“ સુન્દરીસુબોધ ” ના ગ્રાહકોને બીજી ભેટ.

# ગીતમાળા.

સંપાદક,

બન્ધુસમાજ.

અમદાવાદ.

વિ. સં. ૧૯૬૨ ઈ. સ. ૧૯૦૬.

મૂલ્ય આના છ.

## " સુન્દરીસુબોધ " પત્રનાં આદર્શરૂપ વચનો.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી; રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે; પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્ વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દરેક મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી..."સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

---

ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ—અમદાવાદ

# "સુન્દરીસુબોધ"

## નામના માસિક પત્ર માટેના અભિપ્રાયો.

"આ નામના માસિકના અંક અમને અભિપ્રાય માટે મળ્યા છે તેનો ઉપકાર સાથે અમે સ્વીકાર કરીએ છીએ. જ્યાં સુધી દેશની સ્ત્રીઓ મનોબળમાં, નૈતિકબળમાં, શરીરબળમાં તેમ ધાર્મિક વિષયોમાં આગળ પડતી નથી ત્યાં સુધી દેશની સંતતિ દેશની પ્રજા તે બાબતોમાં આગળ પડતી થાય એવી આશા રાખવી વ્યર્થ છે. આમ જોતાં સ્ત્રીઓની દશા સુધારવાને હાલ જે 'સંસારસુધારાસમાજ' વગેરે મંડળો તથા બીજા ગૃહસ્થો તરફથી યત્ન કરવામાં આવે છે, તેનાથી પણ વધારે વ્યવહારીક યત્ન થવાની ઘણી જરૂર છે. આવા એક અપૂર્વ યત્નનો આરંભ **બન્ધુસમાજ** મંડળ તરફથી કરવામાં આવ્યો છે તે ઘણું ખુશી થવા જેવું છે. અને તેમના આ યત્નને સુજ્ઞ પ્રજા વર્ગ તરફથી સારૂં ઉત્તેજન મળી તેમનો ઉત્સાહ કાયમ રહે એવી આશા રાખવામાં આવે છે. આ માસિકમાં વખતો વખત આવનારા વિભાગ પાડવામાં આવ્યા છે તે ઉપરથી તે સ્ત્રીઓને ઘણું ઉપયોગી પત્ર થઇ પડશે એમ સ્પષ્ટ રીતે જણાય છે...... **બન્ધુસમાજના** આ શુભ પ્રયત્ન માટે અમે તે મંડળને અંતઃકરણ પુર્વક અભિનંદન આપીએ છીએ અને આ ઉપયોગી માસિકને ઉત્તેજન આપવા અમારા ગુર્જર બન્ધુઓ અને બ્હેનોને વિનંતી કરીએ છીએ. રોયલ આઠ પેજી ત્રણ ફોર્મનું–મ્હોટાં ૨૪ પાનાનું સુંદર દેખાવવાળું હોવા છતાં ટપાલ ખર્ચ શિવાય તેનું વાર્ષિક લવાજમ માત્ર એક રૂપીયો રાખવામાં આવ્યું છે તે પ્રમાણમાં ઓછુંજ છે. આ ઉપરાંત ગ્રાહકોને એક સુબોધક પુસ્તક ભેટ આપવાની યોજના રાખવામાં આવી છે."—**ગુજરાતી પંચ.**

" 'સુન્દરીસુબોધ' એ નામનું એક ઉપયોગી માસિક અમદાવાદ ખાતે પ્રકટ થતાં તેના અંક અમોને મળેલ છે. એ માસિક ખાસ કરી દેશી સ્ત્રીવર્ગમાં વાચનના ફેલાવ અને કેળવણીના વધારાના સાધન અર્થે પ્રકટ કરવામાં આવ્યું છે. તેમાં દાખલ કરવામાં આવેલા વિષયો ઘણા સારા અને તે સ્ત્રીવર્ગમાં બીજાં વાચનો કરતાં વધુ ઉપયોગી થઈ પડે એવા છે. વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૧-૩-૦ ( હવે રૂ. ૧-૪-૦ ) છે, કે જે તેના ઉપયોગીપણા તરફ ધ્યાન આપતાં ઘણું જુજ જણાવી શકાશે. અમે ઇચ્છીએ છીએ કે દેશી પ્રજા માંહેની કેળવાયેલી બાનુઓ અને સારાં વાચનનો શોખ ધરાવનારા પુરૂષવર્ગ તરફથી એ સાહસને ઘટતો ટેકો આપવામાં આવશે. " —**કાઠિયાવાડ ટાઇમ્સ.**

"**અમદાવાદની 'બન્ધુસમાજ'** તરફથી આ ( **સુન્દરી સુબોધ** ) માસિકે જન્મ લીધો છે. તેમનો મોકલેલો અંક અમને મળ્યો છે. શરૂઆત સારી છે. સ્ત્રી-પુરૂષ બેઉને વાંચવા લાયક છે. ગૃહસ્થ ઘરમાં આવાં માસિકો વાંચવાથી ઘરમાં સ્ત્રી અને બાળકો નીતિવાન બને, તેવી ગોઠવણ આમાં સમાવેલી છે. આ માસીકની અમો દીર્ઘાયુ ઇચ્છીએ છીએ." —**સિન્ધવર્તમાન.**

"**સુન્દરીસુબોધ** નામનું એક માસિક તેના વ્યવસ્થાપક તરફથી મળ્યું છે. આ માસીક... નો મુખ્ય હેતુ દેશી સ્ત્રીઓને ધીમે ધીમે કેળવવાનો છે અને તેના બે ત્રણ અંક જોતાં તે પોતાનું ધારેલું કામ બજાવવાની ઠીક કોશેષ કરે છે. જો કે ગુજરાતમાં પ્રકટ થતા કેટલાંક માસીકો ભારી અને નહી સમજ પડે એવા શબ્દો વાપરવામાં મોજ માને છે. તે છતાં આ માસીક તેવી ખોટથી લગભગ નીરાળું છે એ ગનીમત ( ખુશી થવા જેવું ) છે. આ માસીકનો લવાજમ ટપાલ ખર્ચ સુધાં ફકત રૂ. એક ને આના ત્રણ ( હવે ચાર ) છે. જે ખચીત જુજ છે."—**કોહિનુર-લક્ષ્મી.**

" **ગુજરાતી સ્ત્રીઓ માટેનું પત્ર**—સુન્દરીસુબોધ, જેનો પ્હેલો અંક મેહેરબાની રાહે અમને મોકલવામાં આવ્યો છે, તે એક ખાસ સ્ત્રીઓ માટે નિર્માણ થયેલું માસિક છે, જો કે પુરૂષ વર્ગને પણ રસ પડે તેવું તેમાં ઘણું છે. ગુજરાતી વાંચનારાઓએ આ પત્રને સારો આવકાર આપવો જોઇએ, કારણ કે તે જ્ઞાન અને આનન્દ બન્ને આપે છે, અને તેમાં ઘણી જાતના વિષયોનો સમાવેશ થયેલો છે. * * * * આ પત્રનો મુખ્ય હેતુ હિન્દી સ્ત્રીઓની ઉન્નત્તિનું કાર્ય વધારવાનો છે-જે હેતુને સંમતિ અને ઉત્તેજન આપનાર ઘણા મળી આવશે * * * * છેવટે, આ પત્રમાં એક વધારે ગુણ એ છે કે તે ઘણું સોંઘુ છે; તેનું વાર્ષિક લવાજમ ફક્ત એક રૂપિયો છે.

ભાષાન્તર, ઇન્ડીયન **સોશિયલ રીફોર્મર**. ૨૮–૧૧–૦૩.

—**સુન્દરીસુબોધ**—એક માસીક. પ્રકાશક—**બન્ધુસમાજ**.

સર્વ રીતે સ્ત્રીઓ માટે પ્રગટ થતું આ એક માસિક છે જેની વાર્ષિક કીંમત માત્ર રૂપીયો એક ( ટપાલ ખર્ચ સાથે રૂ. સવા ) માં તે લગભગ મુફત જેવું છે. આર્ય સન્નારીઓને સદ્‌ગુણ સંપાદન કરાવે તેવા અસલ શિદ્ધાંતો પૂરનારી આગલી મહીલાઓનાં પવિત્ર ચરિત્રો, ગૃહસંસારની નિર્મળ રીતીઓ, પુત્રી પત્ની કિંવા મા, વહુ, ભાભી, નણંદ કે દેરાણી જેઠાણી પોતાની વર્તણુંકથી સંસારમાં દીવી પેરે ચલ્કી રહે તેવી સૂચનાઓ, અસલના કવિ લેખકોના બોધ સહિતના લેખો આ નાહના માસિકમાં જોવામાં આવે છે. કર્તાની મૂળ નેમ આ નાહનું માસિક પ્રવર્તાવવામાં ભલી છે. તેને અનુસરી તેમાં લખાંણ જોવામાં આવે છે, અને હવે પછીથી દર માસે એજ પ્રમાણે લખાણોની સારી ચુંટણીઓ કર્તા કરશે એવી આશા છે. અકટોબરના અંકમાં કાવ્યકુંજની કવિતા માંહે પરોવેલાં ઉત્તમ મોતીની એકહારમાળા બનાવી જે કોઇ સ્ત્રી પહેરશે તે સાચાં મોતીની લખો રૂપિયાની માળા પહેર્યા કરતાં વધુ બિરા-

જશે. ( શોભશે ) એકાદ માત્ર વાર્તા છે. એવાં ચોપાન્યામાં બહુ વાર્તાઓ સમાવવાની જરૂર નથી.

આ માસીક અમે ઉપર કહ્યું તેમ સ્ત્રીઓના લાભાર્થે બાહાર પાડવામાં આવે છે; તેમાં સ્ત્રીઓ પાસેથીજ લખાણો માંગ્યામાં આવે છે. પોતાની કોમની સ્ત્રીઓનાં હીતાર્થે બાહાર પાડવામાં આવતાં આ માસીકને હિંદુઓ ઘટતું ઉત્તેજન દેશે એવી આશા છે."

—**સરસ્વતી, ઓ**કટોબર, ૧૯૦૩.

" આ માસિકનો ઉદ્દેશ મુખ્યત્વે ગુર્જર સ્ત્રીવર્ગના જીવનને સુખ અને આનન્દથી પ્રફુલિત કરે એવું શિક્ષણ અને જ્ઞાન આપે તેવું વાચન પૂરૂં પાડવાનો છે. ઉદ્દેશ પ્રશંસનીય હોવાની સાથે અજ્ઞાનાંધકારમાં ગોથાં ખાતી તથા કલેશ, કંકાસ અને વહેમમાં દબાઇ ગયેલી ગુર્જર ભગિનીઓ તેમજ બન્ધુઓ માટે ઉપયોગી છે. સામાન્ય જ્ઞાનવર્ધક ઉદ્દેશથી હાલ ગૂજરાતમાં ઘણાં માસિક પત્રો નીકળે છે. પરંતુ આવા-મુખ્યત્વે કરીને એકગામી ઉદ્દેશવાળા માસિકની ખાસ કરીને સ્ત્રી વર્ગને માટે ખોટ હતી, તે આ માસિકથી પુરી પડશે એવી આપણે તેનો પહેલો અંક જોયા પછી આશા રાખી શકીએ છીએ. પ્રકાશક મંડળ ઉત્સાહી, ઉમંગી હોવાની સાથે સુવાન અને સુશિક્ષિત હોવાથી આ માસિક ગુર્જર બ્હેનોને સહેલી ભાષામાં ઉપયોગી વાચન પુરૂ પાડવાને શક્તિમાન થશે, એમ માની શકાય છે. આ માસિકનો ઉત્કર્ષ જોવાને અમે ઉત્સુક છીએ. "

—**બુદ્ધિપ્રકાશ, ઓ**કટોબર, ૧૯૦૩.

"સુન્દરીસુબોધ" એ ગુજરાતી હિન્દુ સન્નારીઓના લાભને માટે અમદાવાદમાં હમણાંજ પ્રકટ થયેલું ગુજરાતીમાં માસિક છે. એમાં કેટલાક લેખ સ્ત્રીઓના હાથના છે. અને તે ઘણી સારી રીતે લખાયલા છે. લોકો તરફથી એને સારો આશ્રય ઘટે છે. વાર્ષિક લવાજમ ફક્ત એક રૂપીયો ( ટપાલ ખર્ચ સાથે હવેથી રૂ. ૧-૪-૦ ) છે.

—ભાષાન્તર, **થીઓસોફીકલ ગ્લી**નર જુન ૧૯૦૪.

# અશુદ્ધશોધન.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૦ | કર્તાનું નાગ રહી ગયું છે. | કવિ નર્મદાશંકર લાલશંકર |
| ૧૨ | ૩ | બંશીનાર | બંસીનાદ |
| ૧૩ | ૯ | ધોઘ | ધોધ |
| ,, | ૧૦ | મ્લાન્તાત્મને | મ્લાનાત્મને |
| ૧૭ | ૧૦ | મધુરો | મયુરો. |
| ,, | ૧૬ | કર્તાનું નામ રહી ગયું છે. | વાંકાનેર નાટક કંપની |
| ૨૨ | ૧૭ | તીથમાં | તીર્થમાં |
| ૨૫ | ૨ | ગજના | ગર્જના |
| ,, | ૧૮ | સંપુણ | સંપૂર્ણ. |
| ,, | ૨૦ | હેય | હોય. |
| ૨૯ | ૧૪ | ક્રમ | કર્મ. |
| ,, | ૧૫ | ક્રાધ | ક્રોધ. |
| ૩૦ | ૬ | હારને | હરિને. |
| ૩૨ | ૩ | કર્તાનું નામ રહી ગયું છે | બાપાલાલ ભાઈશંકર. |
| ૩૩ | ૧૫ | છેલી લીંટી રહી ગઇ છે | નમી નગિન કરે નમસ્કાર રે. |
| ૩૪ | ૧૯ | સંઘવીએ | સંઘવી. |
| ૩૬ | ૧૨ | માતપિતા | માતાપિતા. |
| ૩૭ | ૩ | શોધવા | શોધવો. |
| ૪૫ | ૧૪ | પ્રતિવ્રત | પતિવ્રત. |
| ૪૬ | ૧ | ધમશાસ્ત્રની | ધર્મશાસ્ત્રની. |

| | | | |
|---|---|---|---|
| ,, | ૫ | નિબળતા | નિર્બળતા. |
| ૪૭ | ૩ | મૂખ | મૂર્ખ. |
| ,, | ૧૧ | કર્તાનું નામ રહી ગયું છે. | રા. વિન્દુભાઇ જ-સવંતરાય ( ભ્રાતૃ સમાજ. ) |
| ૪૮ | ૧૭ | કર્તાનું નામ રહી ગયું છે. | ડાહ્યાભાઈ ધોળશાજી. |
| ૬૨ | ૧૦ | અહિયા | અહિંયાં |
| ૬૩ | ૧ | ગીતનો અંક રહી ગયો છે. | ૪૩. |
| ૬૫ | ૧૪ | તમિસ્ત્રા | તમિસ્ત્રા. |
| ૭૭ | ૪ | ઝુલજાર | ગુલઝાર. |
| ,, | ૯ | ચિત્ર | ચિત્ત. |
| ૭૯ | ૫,૯,૧૩, ૧૭. | પ્યારી | વ્હેની. |
| ૮૩ | ૧૭ | પાસે | પાશે. |
| ૮૬ | ૧૫ | નયની | નયનની. |
| ૮૭ | ૧૫ | અથડય | આથડાય |
| ૯૧ | ૨ | ૫લકક્ષ્મીપ | ૫લક સમીપ |
| ૯૬ | ૧ | ७ विविध | ५ विविध. |
| ૧૧૧ | ૧ | ८ देशप्रीति. | ६ देशप्रीति. |
| ૧૧૭ | ૧૭ | સાહેલા | સાહેલી. |
| ૧૨૦ | ૬ | ९ | ७. |

# સમર્પણ.

અ. સૌ. મા. મ્હોટીબાના પરલોકવાસી અમરતત્વને, સપ્રેમ:

અ. સૌ. મા. મકનીબ્હેન ( ડાહીબા. ):
સ્વર્ગસ્થ ચમનલાલ માધવલાલનાં પુત્રી;
રા. રા. રતનલાલ ત્ર્યંબકલાલનાં પત્ની.
જન્મ: વિ. સં-૧૯૦૦—મૃત્યુ: વિ. સં-૧૯૫૮

ત્હેમના ઐહિક જીવનનાં અનેક અનુકરણીય, સ્નેહ ભર્યાં અને સોલ્લાસ, સદ્વર્તન-સદ્વિચારનાં સુભાગ્યશાલી પ્રીતિપાત્ર બાલકો—

બન્ધુસમાજ
તરફથી.

અ. સૌ. મા. મ્હોટીબા !

ઝૂલી લીલી રમતીલી કળિયો ઝીણી,
હૈયાં મધુરસીલાંની જગકુંજે રમે:
પાવન મૈયા ! પ્રેમળ અમિકરથી વીણી,
પ્રભુમંગળઆંગણ તોરણિયાંમાં નમે:
ફુલકળિયો એ દેવી ! ખીલવી એ ત્હમે.

મીઠી મીઠી પ્રીતિઝરણી વાતડી,
કોડીલાં ઉર કુમળા ઉભરામાં ઝમે;
મોંઘેરી મરકલડાં કેરી ભાતડી
નેનવદનમાં, સુખશાન્તિ શીળાં શમે:
ફુલમાળો એ દેવી ! ગૂંથલી એ ત્હમે.

સુન્દરતાનાં સરવરિયે લલિતા, નવી,
અરુણાં લોચનિયાં મનુજિંદગીને ચુમે;
અંધારીનાં હૃદય હૃદય ભેદી, રવી–
કિરણો સુરસોહાગભીનાં મધુરાં ઘુમે:
ફુલલહરો એ દેવી ! રેલવી એ ત્હમે.

પૂજન્તાં દેવી તમ પગલાં પ્રેમથી,
ઉજળાં તમ ઉરઝરણતટે તરીએ અમે;
બાલુડાં અમ આત્મકુસુમ વીણી ગૂંથી–
પરમપદે ખીલવ્યાં તે પથ સરવું ગમે:
ફુલપન્થો એ દેવી ! સુલવો એ ત્હમે,
ઉરપન્થો એ મૈયા ! ફુલવો એ ત્હમે.

ત્હમારાં પ્રીતિભક્ત બાલક,

બન્ધુસમાજ.

## પ્રસ્તાવના.

કવિવરોનાં ઉરસંગીતના મહાન સ્વર, જ્યારે સુન્દરીઓના કંઠસિતારના મંજુલરવની સાથે મળી, સુરગાન ઉપજાવે છે ત્યારેજ કવિતા,- માધુર્ય, સૌન્દર્ય, ગૌરવભરી કાવ્યદેવી મૂર્તિમાન્ થાય છેઃ જે દિવ્ય સરોદ જીવનને ઉન્નત કરે છે ત્હેનાં અવિરત ઝરણાંમાંથી થોડાંક બિન્દુ લઈ. સુન્દરીમંડળની અમર કંઠમાધુરીમાં કવિઓના આત્માને સજીવન કરાવવા–પ્રત્યક્ષ કરવા, એટલોજ આ ન્હાનકડા સંગ્રહનો હેતુ છે. કવિ મહાશયો આપણા જગતમાં વસતા દેવદૂત છેઃ ત્હેમના અનેરા ઉજળા હૃદયતરંગોનું દર્શનમાત્ર જ્યારે સર્વનું કલ્યાણ કરવાને સમર્થ છે; તો પછી,-ત્હેમનાં મનોહર કવન જીંદગીમાં આપણે ઉતારી શકીએ તો દુનિયાંમાં સઘળે રસ પ્રેમ અને શ્રદ્ધા ભક્તિની રેલંછેલ થયા વિના રૂહેજ નહિં. આવા હેતુનો સ્હેજ ભાગ ફળદાયી થાય તોપણ આ પ્રયાસની સફળતા સમજાશે.

કબૂલ છે કે **ગીતમાળા**માં લેવામાં આવેલાં બધાં પદ્યના લખનારા 'કવિ' નથી, તેમ સઘળાં ગીત 'કાવ્ય' પણ નહિં હોય; છતાં સહૃદય વાચકને જણાયા વિના નહિં રૂહે કે, આ સંગ્રહમાં

બન્યું તેટલો યત્ન કાવ્યભાવનાવાળી સંગીત લહરીઓ એકઠી કરવા થયો છે. સંપૂર્ણ સંગ્રહ કિંવા સર્વાંશે સફળ પ્રયાસ આ **ગીતમાળા** બની શકે હેને હજુ બહુવાર છે, એ સત્ય **સંપાદકોથી** અજાણ્યું નથી; તેમ અવકાશ અને સાધનને અભાવે ગીતના રાગ અને લખનારનાં નામ ( જાણી નહિં શકાયાથી ) દર્શાવાયાં નથી અને અન્તે આપવામાં આવેલું **'શબ્દાર્થસૂચન'** પણ નિઃસંશય અપૂર્ણ છે. આ ઉપરાંત છાપખાનાની સર્વસામાન્ય, સુવિદિત ભૂલો વિશે તો કાંઇ કહેવા જેવુંજ નથી.—આમ છતાં, ગીતની પસંદગી, ક્રમની વ્યવસ્થા અને વિભાગ (સાધારણ રીતે સ્હેલાં, અઘરાં ગીતનો ઉત્તરોત્તર રાખેલો ક્રમ) તથા અઘરા શબ્દો—વાક્યોનો અર્થ સમજાવવા લેવાયલી મહેનત—જેમને માટે આ લઘુ ગ્રન્થની યોજના કરવામાં આવી છે તે **સન્નારીઓના** સંબન્ધમાં કેવળ નિષ્ફળ નહિં જાય, એમ આશા છે. આ **સંગ્રહનાં** ગીત એકઠાં કરવામાં કરેલી સહાય માટે સહૃદય **મિત્રો,** અને જૂદા જૂદા **લેખકોની** કૃતિઓ લઈ શકાયાને લીધે તે **મહાશયોના** મ્હોટા આભાર તળે **સંપાદક મંડળ** છે, જે અહિં સન્માન અને સ્નેહની લાગણીથી પ્રદર્શિત કરવા તે રજા લે છે. કદિ **ગીતમાળા** બીજી આવૃત્તિ જોવા ભાગ્યશાળી થશે તો બની શકતી સહુ ખામિઓ દૂર કરવા **સંપાદકોની** ઇચ્છા છે.

**અમદાવાદઃ 'સુન્દરીસુબોધ' મન્દિર.**

**માઘ, શુક્લપક્ષ; વસન્તપંચમીઃ વિ. સં. ૧૯૬૨.**

# વિષયસૂચન.

| વિષય-વિભાગ. | લેખક. | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| मंगल | | |
| ૧. ફુલની સાથે રમત. | રા. નરસિંહરાવ ભોળાનાથ. | ૧ |
| १ आमंत्रण. | | |
| ૨. "આવો આવોને બ્હેની !" | રા. "સુમન્ત." ... ... | ૨ |
| ૩. સખીઓને આમંત્રણ. | રા. બાપાલાલ ભાઇશંકર. ... | ૩ |
| ૪ " ઉઠો બેની સાહેલડીરે " | કવિ નર્મદાશંકર. ... ... | ૫ |
| ૫ " રંગીલી રૂડી પુનેમ ઇ૦ | મી. " ફિરોઝ." ... ... | ૫ |
| ૬ " આવો આવોને સાહેલીઇ૦ | રા. " સુમન્ત." ... ... | ૬ |
| ૭ બાળ વિનોદ. | ,, સત્યેન્દ્રરાવ ભીમરાવ. ... | ૭ |
| ૮ સખીને આમંત્રણ. | ,, ચન્દુલાલ મણિલાલ. ... | ૧૦ |
| ૯ સખીને આમંત્રણ. | ,, મણિશંકર ર. ભટ્ટ. ... | ૧૩ |
| ૧૦ "જળ ભરવાને ચાલોરે" | ,, સુમન્ત." ... ... ... | ૧૩ |
| ૧૧ "વ્યોમ મંડળેથી ઇ૦ | ,, નરસિંહરાવ ભોળાનાથ. | ૧૬ |
| २ ईश्वरस्मरण. | | |
| ૧૨ "ગાઓ આનન્દે સહુ આજ." | વાંકાનેર નાટક કંપની... ... | ૧૭ |
| ૧૩ "જગદીશ્વરને નમીએ ઇ૦ | શ્રીનૃસિંહઆચાર્ય ... ... | ૧૮ |
| ૧૪ "ભજી સ્વામી સદૈવઇ૦ | મી. "ફિરોઝ." ... ... | ૧૯ |
| ૧૫ "જ્યાં જ્યાં ફરીએ ત્યાં ત્યાં ઇ૦ | રા.ડાહ્યાભાઇલક્ષ્મણબન્ધુસમાજ. | ૨૦ |
| ૧૬ "રામ રમકડું જડિયુંરે." | મીરાંબાઈ. ... ... ... | ૨૧ |
| ૧૭ "મ્હારી દીવાળી થઇરે આજ" | સંતદાસ ... ... ... | ૨૧ |
| ૧૮ "પ્રભુ મહિમા ગુણ ગાઓરે." | સ૦ ભોળાનાથ સારાભાઈ... | ૨૨ |
| ૧૯ "સંતો આવો અમારડાદેશમાં' | ... ... ... | ૨૩ |
| ૨૦ 'વ્હાલાં સન્તો રસસાગરમાંઇ' | રા. "કપિલ" ... ... ... | ૨૪ |

**૩. નીતિ અને ગૃહસંસાર.**

**૫ વિવિધ.**



**૬ દેશપ્રીતિ.**



**૭ અવસાન.**

# ગીતમાળા.

## मंगल

### ૧. ફુલની સાથે રમત.

( શિખ સાસુજી દેછે રે કે વહુજી રૂડા ઢંગેઃ—એ રાગ. )

આવો ફુલડાં મધુરાં રે આપણ રંગે રમિયે,
દિન એક આનંદે રે ભેળાં રહી નિર્ગમિયે.
મ્હને મુખડું ત્હમારું રે સલૂણું લાગે વ્હાલું,
એમાં નિર્મળ પ્રીતિ રે વશી હસતી કાલું.
તમમાનું હું પણ રે કુસુમ એક કોમળિયું,
રહી મનુજ સમૂહે રે વદન કરમાઇ ગયું.
નહિં તમમાં કુટિલતા રે, નહિ વળી ક્રૂરપણું,
નહિં વચન કપટનાં રે, હૃદય પ્રેમાળ ઘણું,.
કદી હાસ કરંતાં રે તો નિશ્ચે આનંદ ભર્યા,
કરમાઇ કદી સૂતાં રે તો સત્યે દુઃખે જ ગળ્યાં.
જેવું અંતર થાયે રે તેવું તમ મુખડું દીસે,
જેવું મુખ દેખાયે રે તેવું તમ હૃદય વિશે.
ત્યારે આવો મધૂરાં રે આપણ રંગે રમિયે,
દિન એક તો સુખમાં રે સાથે વશી નિર્ગમિયે.

નરસિંહરાવ ભોળાનાથ.

## ૧. आमंत्रण.

### ૨.

(સહુ સખીઓ હળીમળી આવો આજ, આપણુ કરીએ ઉજાણી:—એ રાગ.)

આવો આવોને બ્હેની! સંગે આજ, આપણુ રમીએ આનન્દે;
આવો આવોને બ્હેની! રંગે આજ, આપણુ રમીએ ઉછરંગે:
અબ્ધિકુંડ રુડાં જળખેલન જ્યાંય, આપણુ સહુ હળીમળી રમીએ,
મધુવન આ નન્દન મંજુલ માંહ્ય, ફુલભરિયાં રમીએ, ભમીએ,
મધુરાં ઝરણાં પ્રભુના ગુણ ગાય, પ્રેમે તે અંતર ધરીએ,
પ્રિયપતિ સાથે સુખ લહરિ માંહ્ય, વિશ્વપતિ પદમાં સરીએ.
—આવો૦

(સાખી) જીવનવન ઘનઘોર આ, ગગનતિમિર ઉભરાય,
ગાઢાં દુખ ચિન્તા તણાં વાદળ સઘળું છાય:
પ્રીતિકિરણ અમોલે રમતાં આજ, ઉર અંધારાં દૂર કરીએ,
સજી પુણ્યપનોતા સુખના સાજ, સુમનમિઠલડાં સંચરીએ
—આવો૦

(સાખી) અબળ બિચારી બાલિકા ભૂલન્તી પ્રભુપન્થ,
અનાથ દીન બાળક કંઇ રહી મરતાં ઉપકંઠ:
પરિતાપતપ્યાં હૃદયે તે આજ, અજવાળાં શીળાં ઝરીએ,
બાલુડાં જગફૂલડાં ઉરમાંજ, રસયૌવનમાં ખીલવીએ.
—આવો૦

(સાખી) સમયસરિતા વહી જતી; તરતાં સહુ સંગાથ,
મોજાં શાન્ત, તુફાનીમાં, ધર્મભક્તિ લ્યો હાથઃ
પતિવ્રતમાં જીવન ગાળી આજ, સાવિત્રી સમ સુખ લહીએ,
સીતાજી સમ સતીપણું શિરતાજ ગણી, પરજીવનમાં જઇએ.
—આવો૦

(સાખી) રમતાં મિઠી જગકુંજમાં, ન્હાતાં સુરનદી માંહ્ય,
કુસુમદડાથી ખેલતાં દિન ગાળન્તાં ત્યાંયઃ
સુખ ભોગવવાને બ્હેની! ચાલ્ય, આપણ જઇએ આનન્દે,
ઉત્ફૂલ ખિલ્યાં મધુરાં ગુંથી લાવ્ય, આપણ રમીએ ઉછરંગે.
રસજીવન લહરી વ્હેતી જ્યાંય, પ્રિયપતિ સહપાવન થઇએ,
પ્રભુપદ ધરી 'સંગીતમાળ' સદાય, પતિપ્રભુ કંઠે પ્હેરવીએ.
—આવો૦

સુમન્ત.

---

## ૩. સખીઓને આમંત્રણ.

( મારા વાલાજી હો, હવે નહિં જાઉં મહી વેચવા રે લોલ.—એ રાગ. )

સર્વે સખીને તેડી આવજો રે લોલ, ગરબો રચીશું મારે ઘેર
ભલા ભાવથી રે લોલ, સર્વે સખીને તેડી આવજો રે લોલ. ૧

વડી વિવેકી મારી માવડી રે લોલ, સખીઓ દેખીને સુખી થાય,
એવા તાત છે રે લોલ, સર્વે સખીને તેડી૦ ૨

ગરબો ગમે છે મારી બેનને રે લોલ, ભલો રાચે છે મારો ભ્રાત,
રૂડા રાગથી રે લોલ, સર્વે સખી૦ ૩

સગાં સંબંધી સર્વે મળ્યાંરે લોલ, ગરબા જોવાને ચિત્ત ચહાય,
વડી હોંસથી રે લોલ, સર્વે સખી૦ ૪

શરદ પુનેમની શોભા ઘણી રે લોલ, ચંદની ખીલી છે ભલી ભાત,
શશી ઉજળો રે લોલ, સર્વે સખી૦ ૫

સોના સમું છે મારૂં આંગણું રે લોલ, રૂપા સમી છે રૂડી રાત,
તેજ ઝગઝગે રે લોલ, સર્વે સખી૦ ૬

ગોખે ધરીશું બધે દીવડો રે લોલ, વચ્ચે રચીશું દીપમાળ,
ચોખા ચોકમાં રે લોલ, સર્વે સખી૦ ૭

સાડીઓ પહેરાવું સખી સર્વને રે લોલ, મેવા જમાડું મારી બેન,
ભલા ભાવથી રે લોલ, સર્વે સખી૦ ૮

રૂડો દિવસ રળીયામણો રે લોલ, આપ્યો પ્રભુએ મને આજ,
પુરા પ્રેમથી રે લોલ, સર્વે સખી૦ ૯

બાપાલાલ ભાઈશંકર.

૪.

ઉઠો બેની સાહેલડી રે સહુ ગરબા ગાઇએ,
હાં હાંરે સહુ ગરબા ગાઇએ.
હરિચરિત અલબેલડીરે સખી પ્રેમે ગાઇએ, હાં હાંરે.–
ખીલી શરદની રાતડીરે રંગભરી ભીની છે, હાં હાંરે.–
ગંભીર ગગનની ભાતડીરે ભલી ભૂરી ખીલી છે, હાં હાંરે.–
ચંદ્ર નભે જોઈ છાતડીરે ઠરી રસે ફુલે છે, હાં હાંરે.–
નીર પર્વતની વાતડીરે શી હરખ હસે છે, હાં હાંરે.–
કુમુદાદિ ફુલ જાતડીરે ખીલી રત્ત રહે છે; હાં હાંરે.–
નિર્મળ રંગની રેલડીરે પછી લહાણી લાઇએ, હાં હાંરે.–

---

૫.

( રાગ ખમાચ, ઝીલો. )

રંગીલી રૂડી પુનેમ રાતે રીઝાઇએ,
(હાંરે) બેની ચાલો તો ગીતડાં ગાઇએ. રંગીલી૦

,, જુવો ચંદ્ર પ્રકાશ બહુ તેજમાં,
,, રાખો નિદ્રાએ ધ્યાન નવ સેજમાં,
,, વહી જાશે જો વેળ, પસતાઇએ. રંગીલી૦

,, ઘરબારસંસારવેઠ નીતની,
,, અવકાશે રમત રૂડી રીતની,
,, શિદ નીતિ ગાવા શરમાઇએ. રંગીલી૦

,, રચ્યાં ત્રણે ભૂવન જેણે જોમથી,
,, દીસ કીધું આકાશ રવિ સોમથી,
,, તેના ગુણો ગાવાજ નિત ધાઇએ. રંગીલી૦

,, સખી ભુલીયે પ્રભુ ન જોઈ સુખને,
,, સર્વ થોડઘણું છે શરણુ દુઃખને,
,, નહી ભય જોઇને અકળાઇએ. રંગીલી૦

,, હસી હસી લીઓ તાલ પ્રેમથી,
,, હરી ભાવે ભજો ભલી નેમથી,
,, કહે ફિરોઝ ગાઇ હરખાઇએ. રંગીલી૦

ફિરોઝ.

---

૬.

( અલબેલી રે અંબે માત, જોવાને જઇએઃ—એ રાગ. )

આવો, આવોને, સાહેલી! આજ, આનન્દે રમીએ,
લાવો, લાવો બ્હેનીં! પ્રીતિ સુખસાજ, ઉછરંગે ભમીએ;-
રમીએ ને ભમીએ નન્દન વન આ વાડી જયાં ગુર્જરી ખીલીરે,
ેહે અમીઝરણાં સંગીતધરણાં, લચી રહી ફુલવનવેલી.
આનન્દે૦

પ્રીતિનીતિનાં ગૃહકુંજોમાં, કોયલ બુલબુલ ગાય રે,
મિઠડા સુણી સુણી ટૂહુરવ, ઉરરવ ભરિયું વિલીન મન થાય.
આનન્દે૦

ભક્તિવીણા કરધરીને કવિવરસંત કવે કલ્લોલ રે,
પ્રિય પતિના પ્રીતિભર સ્વર જ્યાં જીવન કરે રસલોલ.
આનન્દે૦

ગગન ગજવતી, ગાન વિમાને, પતિવ્રતવેણુ વાય રે,
તે લલકારની લલનાહૃદયે પ્રણયશી મૂર્તિ સુહાય.
આનન્દે૦

પતિપત્નીનાં આત્મયુગલની ગુંથી રૂડી ફુલમાળ રે,
પ્રભુપદ ધરીએ, ગાતાં ફરીએ ગુર્જરી ગુણ સહુ બાળ.–
આનન્દે૦

સુમન્ત.

---

## ૭ બાળ વિનોદ.

(૧)

( જાય છે, જાય છે, જાય છે રે, આ વખત ભણ્યાનો વહી જાય છે;
—એ રાગ. )

ચાલો, સહીયર ! સંગે જઇયે રે,
મળી સર્વે રંગે રમીયે.

કુલવાડીમાં ભેગાં ફરીયે,
બ્હેની ! ગરબે ગીતો ગાઇયે રે.- ચાલો૦ ૧

કોકિલ તણી મિઠિ વેણુ સુણીયે,
વ્હાલા ! પાન અમીનું કરીયે રે.- ચાલો૦ ૨

કોમળ રસીલો ટહુકો લહીયે
મિઠાં ! કંઠે આપણ ભરીયે રે.- ચાલો૦ ૩

માધુરી માર્દવ રસ બે કહીયે,
સિંચે અર્ક કરી, તે પીજીયે રે.- ચાલો૦ ૪

નિર્મળતા વર્ષેથી ભીંજીયે,
સુખ શીતળ બિંદુ લીજીયે રે.- ચાલો૦ ૫

છૂપી ઘેલી આંખની ડાળીયે,
હેલી મચવે, આત્મ ઝબોળીયે રે.- ચાલો૦ ૬

જગ નચવે મીઠી વાંસલડીયે,
લઇ અંશ જનો રીઝવીયે રે.- ચાલો૦ ૭

રેલ્યો રવ અણમોલો ગ્રહીયે,
પ્રીતે હૃદયઘટે તે ભરીયે રે.- ચાલો૦ ૮

દિવ્ય સુરમ્ય પછી ઠાલવીયે,
વ્હાલાં વદન, સખી ! મલકાવીયે રે.- ચાલો૦ ૯

રસિક મનોને રસથી રસીએ,
પછી આનંદે સહુ હર્શીયે રે.— ચાલો૦ ૧૦

(૨)

( ઇતિહાસની આરશી સાહીઇ૦—એ ચાલ. )

સુણો, સુણો, સખી આજ! સુણો સહુ કાન દઈ;
અહીં વાયુ બજાવત આજ, મૃદંગ ગભીર કંઈ. ૧

'સર સર' કરતાં દૂર, ઝરણું રમ્ય રમે;
કંઇ સારંગીના સુર, પુરતાં આજ સમે. ૨

આ લીલા ઊંચા વાંસ, તાનથી શીર્ષ નમાવી;
ભરી દેતા રવ સહુ પાસ, રસીલી બંસી બજાવી. ૩

ને આ તરૂવર દેતાં તાલ, નિજ કર—પર્ણ થકી;
શિર ધુણવે તે આ કાલ, લાગી લેહ નકી. ૪

આ વૃક્ષક કો કો વાર, અંગુલિ કુંળી વડે,
અહિં તંબૂરાના તાર, મોહક શા છેડે! ૫

મધુરાં પક્ષી સોહાય, હીંચે તરૂ શાખે,
સ્વર્ગીય સુગીતો ગાય, મીઠું પ્રિય ભાખે. ૬

એમ રમ્ય ઉદ્યાન મહિં સહુ આ મળિયાં;
બનિ ગાયકગણ ગુણવાન, સંગીતે ભળિયાં. ૭

(૩)

( ફૅડો! ફૅડો! મુલક ગુજરાત ફૅડો!—એ રાગ. )

ચાલો સાહેલી આપણુ ત્યહાં જઇયે,
જઈ, ગાયક વૃન્દે એક થઇયે;
થઈ ભેગાં અમીનો રસ લઇયે,
લઇ, સ્વાદે થકી ઘુંટડા ભરીયે. ૧

ભરી ભરીજ તેથી મત્ત બનીયે,
બની, પંખી તરૂપુલ સંગ રમીયે;
રમી રમી, હરખથી મન ભરીયે,
ભરી, સર્વેની સહુ એકતાન થઇયે. ૨

એકતાને પ્રભુનાં ગીત ગાઇયે,
વળી પુષ્પોની સાથે પ્રીત કરીયે;
પછી તરૂની ડાળે ખુબ હીંચીયે,
અને અહા! પંખીની સહ ઉડીયે. ૩

સત્યેન્દ્ર ભીમરાવ.

---

## ૮. સખીને આમંત્રણ.

સખી! રમીએ આવો સૌ સ્નેહથી રે લોલ,
કરીએ મીઠી મીઠી વાતડી;

સખી ! દુખડાં સૌ દીનનાં ભૂલતાં રે લોલ,
સંચરીએ સૂખની વાટડી;

સખી ! આવો આવોને સૌ ખેલીએ રે લોલ,
લઇને વિનય ભલી ભાતથી;

સખી ! તાળી સૌ ઝીલીએ રંગથી રે લોલ,
રઢિયાળી રાત શી આજની !

(સાખી) રૂપમય ચાદર ચાંદલે, પાથરી શી આ ઠીક,
એ પર આવો ખેલીએ, ગાતાં રૂડાં ગીત.

જુઓ ચાંદલો પણ કેવો હસી આંખમાં રે લોલ !
વિણી તારલાનાં ફુલ ફેંકે લાડમાં રે લોલ !
ઝુકી ખેલતો શો જાય વિમલ આભલે રે લોલ !
સખી ! ખેલીએ ન કેમ ત્યારે આપણે રે લોલ !
સખી ! રમીએ૦—

(સાખી) શીતકર વાયુ શો વળી, ઓઢી ફુલસુવાસ,
અજશિશુ સમ ગેલથી, રસમય ખેલે રાસ.

કદી આપણામાં કોડ કરી ઝૂલતો રે લોલ !
કદી વૃક્ષતણી ડાળ હિંચી ઝૂલતો રે લોલ !
કદી ગાય મૃદુ ગાન સંગ પાંદડે રે લોલ !

સખી ! ખેલીએ ન કેમ ત્યારે આપણે રે લોલ !
સખી ! રમીએ૦-

(સાખી) કોયલ મધુરી દૂરથી, લ્હેકી બંસીનાર,
સમજાવંતી સાનમાં, મૂકો જીવ ઉચાટ !

સુણી શીખ વધુ લલિત વાયુ હિંચતો રે લોલ !
વળી ચાંદલો શો દિવ્ય અમી સિંચતો રે લોલ !
મુક્યો જીવનો ઉચાટ વાયુ ચાંદલે રે લોલ !
સખી ! ખેલીએ ન કેમ ત્યારે આપણે રે લોલ !
સખી રમીએ૦-

(સાખી) રંજક રજની સૌખ્યદા, ફેંકે હર્ષ-તરંગ,
ઝીલી પીયે રસ બસી, વાયુ-કોયલ-ચંદ.

સખી ! ઝીલીએ આવોને ત્યારે આપણે રે લોલ,
વળી પ્રીત ખરી પીયે લળી આપણે રે લોલ;
સખી ! ઉર ખોલી ખેલે બધાં આંગણે રે લોલ !
સખી ! ખેલીએ ન કેમ ત્યારે આપણે રે લોલ !
સખી ! રમીએ૦-

**ચન્દુલાલ મણિલાલ.**
(વસન્તવિનોદી.)

---

## ૯. સખીને આમંત્રણ.

આવોને, સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇએ રે !
પુણ્ય સલિલ અવગાહનથી, સખિ ! અન્તર પાવન થઇએ રે !
ચાલોને, સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઈએ રે !

(સાખી) પ્રભુના ગિરિથી અવતરે શાન્ત સદાશિવ નીર;
શમવે મનુકુલતાપને છાયા તરૂવર તીર !

શીતલ સૌમ્ય સુધારસ, સુન્દરિ ! રેલી રહ્યો જઈ લઇએ રે !
ચાલોને, સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇએ રે !

(સાખી) સ્ફટિક વિશદ વરસી રહ્યા સુરસરિતાના ઘોઘ;
લલિત કરી મ્લાન્તાત્મને પ્રેરે પ્રાણ પ્રબોધ !

સાડી સજો, સખી ! સ્નેહસુરંગી, વારિ પરસ્પર દઇએ રે !
ચાલોને, સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇએ રે !

મણિશંકર રત્નજી.

---

## ૧૦.

( શીખ સાસુજી દે છે રે વહુજી રૂહો ઢંગે—એ રાગ. )

જળ ભરવાને ચાલોરે, મિઠલડાં જળ ભરવા,
ખીલ્યું યૌવન મ્હાલોરે, મધુરાં જળ ભરવા;

આજ અમુલખ લ્હાવોરે, મિઠલડાં જળ ભરવા,
ચાલો ! બ્હેનીઓ ! ચાલોરે, મધૂરાં જળ ભરવા;

(સાખી) તરશે તરફડતાં મરે, બ્હેનો ભાઇ, અનેક,
પાવું અમૃત ત્હેમને, એજ ધરો મન ટેક.

ધાન્ય લણવાને ચાલોરે, મિઠાં ધાન્યજ લણવા,
લીલાં ક્ષેત્રમાં મ્હાલોરે, ખીલ્યા ધાન્યના કણ જયાં;
હૈયોને અનુપમ લ્હાવોરે, મધુર યૌવન ભરમાં,
ચાલો ! સજનીઓ ! ચાલોરે, મિઠાં ધાન્યજ લણવા;

(સાખી) ભૂખ્યાં, ત્રાસતપ્યાં દીસે મનુબાળક ચોપાસ;
પ્રભુની થાળ દઇ, કરો તૃપ્ત ત્હેમને ખાસ.

ફુલ વીણવાને ચાલોરે, મધુર ફુલડાં વીણવા,
મીઠું યૌવન મ્હાલોરે, રૂડેરાં ફુલ વીણવા;
આજ આનન્દ દહાડોરે, મધૂરાં ફુલ વીણવા,
ચાલો ! સાહેલી ! ચાલોરે, રૂડાં ફુલડાં વીણવા;

(સાખી) દુઃખ, કલેશ, ચિન્તા ભર્યું જગ રડતું લાચાર,
કરો શાન્ત, આશાભર્યા પુષ્પતણો ધરી હાર.

રસ સીંચવાને ચાલોરે, મિઠલડો રસ સીંચવા;
યૌવનવન મ્હાલોરે, અમર ફાલ્યાં ફળ જયાં,
ગાન ઝરણુ ઝરાવોરે, લતાકુંજે લચતાં,
ચાલો ! સજનીઓ ! ચાલોરે, મધુરો રસ સીંચવા.

(સાખી) સૂકી રસહીન બની રહી, હૃદય વાડી દેખાય,
વર્ષાવો અમિધાર, ત્યાં પ્રફુલ્લ રમણીય થાય.

ગીત ઝીલવાને ચાલોરે, મિઠલડાં ગીત ઝીલવા;
આજ યૌવન મ્હાલોરે, પતિપ્રભુનાં ગીતમાં,
રમી રાસ લ્યો લ્હાવોરે, પ્રીતિ ભક્તિ ઉરમાં;
ચાલો ! બ્હેનીઓ ! ચાલોરે, મધુરાં ગીત ઝીલવા.

(સાખી) નન્દન સુન્દર નન્દનો વાયે રસિલી વેણુ,
અંતર ઝીલી, અમૃતભર્યા રેલાવો પ્રભુકૂહેણુ.

જળ ભરવાને ચાલોરે, મિઠલડાં જળ ભરવા,
લીલું યૌવન મ્હાલોરે, મધુરાં અમિ ભરવા;
લ્યોને આનન્દ લ્હાવોરે, મિઠલડાં અમિ ભરવા,
ચાલો ! સાહેલી ! ચાલોરે, મધુરાં જળ ભરવા.

સુમન્ત.

---

૧૧.

( ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ: એ રાહ. )

વ્યોમ મંડળેથી હમો ઉતર્યાં રે લોલ,
વ્યોમમાં હમારૂં નિત્ય ધામ;
વ્યોમવાસિની રે લોલ,
આવો મધુર ગાન ગરબે ગાઇયે રે લોલ. ૧

શ્રાન્ત થયાં વ્યોમમાર્ગમાં ભમી રે લોલ,
આજ લ્યો ક્ષણભર અહિં વિશ્રામ;
વ્યોમવાસિની રે લોલ;
આવો મધુર ગાન ગરબે ગાઇએ રે લોલ. ૨

આજ મળ્યાં આપણે આનંદમાં રે લોલ,
એ છ નદીનાવ સંજોગ;
વ્યોમવાસિની રે લોલ,
આવો મધુર ગાન ગરબે ગાઇયે રે લોલ. ૩

જાશું પાછાં ભિન્ન ભિન્ન પંથમાં રે લોલ,
એક પળ દિયો ન જવા ફોક;
વ્યોમવાસિની રે લોલ,
આવો મધુર ગાન ગરબે ગાઇયે રે લોલ. ૪

ગાન ગાતાં વ્યોમચક્ર વિચરિયે રે લોલ,
તે સુણે શું પામર જન મર્ત્ય ?
વ્યોમવાસિની રે લોલ,
આવો મધુર ગાન ગરબે ગાઇયે રે લોલ. ૫

ગાઇયે ઉપમર્ત્ય ભૂમિમાં અહિં રે લોલ,
આજ તે સુણે કો મનુજ ધન્ય;
વ્યોમવાસિની રે લોલ,
આવો મધુર ગાન ગરબે ગાઇયે રે લોલ. ૬

નરસિંહરાવ ભોળાનાથ.

## ૨. ઈશ્વરસ્મરણ.

### ૧૨

( સારૂં સારૂં રે સુરત શેહેર, મુંબાઈ અલબેલીઃ એ રાહ. )

ગાઓ આનંદે સહુ આજ, પ્રભુના મહિમાને;
થાઓ બેન કૃતારથ આજ, નિરખી રચનાને,
આ ડોલર આ ગુલાબ બ્હેંકે, ચંપો અને ચમેલીરે;
જુઓ જુઓ આ કદંબ વૃક્ષે, વીંટાણી જુઇ વેલી. પ્રભુ૦

(સાખી) બેશી આંબા ડાળપર, કરે કોકીલા ગાન;
સુંદર મધુરા શબ્દથી, તૃપ્ત કરે છે કાન.

કળા કરીને મનહર મધુરો, નૃત્ય કરે આનંદે રે;
કીલ કીલ કરતાં મેના પોપટ, અહીં તહીં ફરે સ્વછંદે. પ્રભુ૦

(સાખી) વિચિત્ર રચના છે રચી આ જગમાં ભરપૂર,
તે શ્રીપતિના સ્તવનમાં મચો મદે ચકચૂર;

પરસ્પરે દઇ તાળી કરમાં નીજ પગ સરખા મેલોરે;
નાચો ગાઓ બેનો આજે ખેલ વસંતી ખેલો.- પ્રભુ૦

૧૩.

( ઓધવજી સંદેશો કેહજો શ્યામને—એરાગ. )

જગદીશ્વરને નમીએ સર્વે હેતથી,
જેથી ભવમાં દુઃખ નડે નહીં લેશ જો;
રાત દિવસ ગુણ ગાતાં એ જગદીશના,
શમશે જીવના જનમ મરણના કલેશ જો.

જગમાં જન્મી જોવા અવગુણ આપણા,
એ છે સઘળા કુળવાનોની રીત જો,
નીચ કુળના નિરખે છે અવગુણ પારકા,
ગુણિજનના ગુણ ટાળિ વદે વિપરીત જો.

એવા પાપી જન પ્રભુને કેમ પામશે,
શાણા જન સૌ જુઓ વિચારી મન જો;
વળિ વળિ અવગુણ હોરે ઉંધી બુદ્ધિના,
પરને પીડા કરવા ખરચે ધન જો.

પોતાનું શુભ ઇચ્છો તો આ માનજો,
છેલ્લું વેણ કહું છું આણી વા'લ જો;
મનહર સર્વેશ્વરશુ પ્રીતિ બાંધ જો,
નહીં તો માથે વેહેશો દુઃખનાં સાલ જો.

નૃસિંહઆચાર્ય.

૧૪.

ભજી સ્વામી સદૈવ રહું ચેનમાં રે;
રહું ચેનમાં ચેનમાં ચેનમાં રે; ભજી૦

ભલે હસે લોક મને જોઇને રે,
નહિ ફરૂં શરમે કદી રોઇને રે.
હસી વેહું હું સર્વ સખ સેનમાં,
સુખી સેનમાં સેનમાં સેનમાંરે; ભજી૦

અહો સ્વામિજી ભલે તમે આવીઆ રે,
દયા દાશીપર રૂડી તમ લાવિયા રે;
હવે રહેશોજ સદા વસી નેનમાં,
વસી નેનમાં નેનમાં નેનમાંરે; ભજી૦

કર જોડી વંદુછું પુરા હાવથી રે,
વરૂં તમને કૃપાનિધાન ભાવથી રે;
સદા ભજું આજ્ઞા મધુર વેણમાં,
મધુર વેણમાં વેણમાં વેણમાં રે; ભજી૦

ફિરોઝ.

૧૫.

"જ્યાં જ્યાં ફરીએ ત્યાં ત્યાં નિવાસ તુજ નજરે પડે રે."

( 'પૂન્યમ ચાંદની'ને મળતો રાગ. )

ત્હારો વાસ દિસે ભગવાન ! સ્થળે સ્થળે વિશ્વમાં રે;
રહેજો તેજ અનુપમ તુજ અમ અંતર માંહ્ય,
થાયે પ્રકાશ ઉજળો અન્ધકાર જાતાં સહુ રે.—
(સાખી) સુન્દર તારક વૃન્દમાં, વિશાળ નભની માંહ્ય,
સરિતા ને સાગર વિષે ત્હારાં દર્શન થાય;
જ્યાં જ્યાં ફરીએ ત્યાં ત્યાં નિવાસ તુજ નજરે પડે રે;
દિવસે તેમજ રજનીતિમિરમાં પણ તુજ ભાસ;
ત્હારૂં સ્મરણ નિર્મળું, અમ હૃદયે નિત્યે રહો રે—ત્હારો૦
(સાખી) વિવિધ રંગ આ અવનીમાં, કેવળ અમે અજાણ,
કર પકડી કરૂણા કરી બતાવજે સન્માર્ગ;
ત્હારા સબલ શરણની સહાય છે અમને ઘણી રે,
તેનો આશ્રય લઇને બજાવીએ નિજધર્મ;
નિશદિન થાય અમારૂં રહેવું સદા તુજ સંગમાં રે—ત્હારો૦
(સાખી) સત્ય પ્રેમ ને શાન્તિના રૂડા સુખકર સ્રોત,
વહો વિમળ અમ જીવનમાં, રહો ન ચિત્તે ક્ષોભ;
બની રહી શુદ્ધ અમારાં હૃદય નિત્ય તુજમાં વસો રે,
તજીએ તુજ કરૂણા થકી અહંભાવ વિચાર,
રહે નવ 'તું' 'હું'ના કંઇ ભેદ એક બનીએ સદા રે—ત્હારો૦

ડાહ્યાભાઇ લક્ષ્મણ. (બન્ધુસમાજ.)

૧૬

રામ રમકડું જડિયું રે, રાણાજી મને, રામ રમકડું. ટેક.
રૂમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું રે,
નહિ કોઇને હાથે ઘડિયું રે. રાણાજી૦
મોટા મોટા મુનિજન મથિ મથી થાકયા રે,
કોઈ એક વીરાને હાથે ચડિયું રે. રાણાજી૦
સુન શિખરના રે ઘાટની ઉપર,
અગમ અગોચર નામ પડિયું રે. રાણાજી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
મારૂં મન શામળિયા શું જડિયું રે. રાણાજી૦

—મીરાંબાઇ.

---

૧૭.

( સારૂં સારૂં રે સુરત શેહેર, મુંબાઈ અલબેલી:—એ રાગ. )

મારી દીવાળી થઇ રે આજ, હરિ મુખ જોવાને;
મ્હારાં સર્યાં સેવકનાં કાજ, ભવ દુઃખ ખોવાને.— મ્હારી૦
આજ દીવાળી થઇ અજવાળી, હરિને જોયા નિહાળી રે;
વદનકમળ પર વારિ જાઊં વિઠલા, આંખડી થાશે ટાઢી.
હરિમુખ જોવાને. મ્હારી૦
રતન જડિત સોનાંની થાળી, મ્હાંય મેલ્યો કપૂર રે;
આરતિ કરૂં મ્હારા પ્રાણજીવનને, રવિ ઉગમતે સૂર.
હરિમુખ જોવાને. મ્હારી૦

નાચે કૃષ્ણ વગાડે રાધા, ગોપિકા ગાય ગીત રે;
સત્યભામાનિ સ્હાય થયા છે, ગોકુળ ગામની રીત.
હરિમુખ જોવાને. મ્હારી૦

હૃદયકમળમાં સેજ બિછાવું, પોહોડો જગજીવંનરે;
વિંઝણો લઇ વાયલડો ઢોલું, હું બલહારી જાઉં.
હરિમુખ જોવાનેં. મ્હારી૦

સોનાં કેરા સૂરજ ઉગીઆ, દુધડે વરસ્યા મેહરે;
સંતદાસના સ્વામિને મળિયા, મુક્ત થયો છે દેહ.
હરિ મુખ જોવાને. મ્હારી૦

સંતદાસ.

---

૧૮.

( રાગ કાફી. )

( ગોવિંદના ગુણ ગાઓરે, સહુ મંગળ થાશેઃ—એ રાગ. )

પ્રભુ મહિમા ગુણ ગાઓ રે સર્વ મંગળ થાશે.
ત્રિભુવનપાલન બ્રહ્મ સનાતન, સચ્ચિદ્ઘન પદ ધ્યાઓરે;
સર્વ મંગલ થાશે, પ્રભુ મહિમા૦ ૧
પરાભક્તિના પુણ્ય તીર્થમાં, નિર્મલ મનથકી ન્હાણો રે,
સર્વ મંગળ થાશે, પ્રભુ મહિમા૦ ૨
પરમામૃતપદ પ્રાપ્ત થવાને, પ્રભુશરણાપન્ન થાઓ રે;
સર્વ મંગલ થાશે, પ્રભુ મહિમા૦ ૩

કુત્સિત કર્મનો ત્યાગ કરીને, મંગલ માર્ગે જાઓ રે,
સર્વ મંગલ થાશે, પ્રભુ મહિમા૦ ૪

પરમાત્મા પરબ્રહ્મ પદાબ્જે પ્રીતિપુષ્પ વધાવો રે,
સર્વ મંગલ થાશે. પ્રભુ મહિમા૦ ૫

**ભોળાનાથ સારાભાઇ.**

---

૧૯.

( મહા કોપ થયો તે કળી કાળમાં જો: એ રાહ )

સંતો આવો અમારડા દેશમાં જો;
શાને ભટકો છો ફોગટીયા વેશમાં જો. સંતો. ૧

જ્યાં નહિં શોકરોગ મૃત્યુનો ભય કદા જો;
બ્રહ્માનંદસુખ વરતિ રહ્યું સર્વદા જો. સંતો. ૨

કાયાક્લેશ દોડધૂપ ન કરવો પડે જો;
જ્યાં જોઇએ ત્યાં સ્વામી સનમુખ જડે જો. સંતો. ૩

બધા વિશ્વમાં વિરાજે નાથ અમતણો જો;
રક્ષા કરવા નિજ જનની ચંચલ ઘણો જો. સંતો. ૪

જેની બ્રહ્માદિક દેવતા આશા કરે જો;
કામ ક્રોધ ચોર દૂરથી નાઠા ફરે જો. સંતો ૫

એ છે સદા ચૌદ લોક વિષે જાગતો જો;
જાણ્યા પછી કદી થાય નહિં અણછતો જો. સંતો. ૬

મહાવ્રત તપ યજ્ઞ દાન આદરે જો;
તેથી નાથજી કબુલ કદી નવ કરે જો. સંતો ૭

સત્ય ધ્યાનથી જણાવે નિજ રૂપને જો;
વણધ્યાન ન જણાવે મોટા ભુપને જો. સંતો. ૮

એવા દેશમાં જો આવ્યાની આશા કરો જો;
સદ્‌ગુરૂજીને શીશ ચરણે ધરો જો. સંતો. ૯

ગુરૂ વચનેથી સાધન આદરો જો;
એતો સદ્ય નિજ દેશ પમાડે ખરો જો. સંતો. ૧૦

સચ્ચિદાનંદ બ્રહ્મ ધ્યાન પામશો જો;
તેથી જન્મમરણભય વામશો જો સંતો. ૧૧

૨૦.

( કામણ દિસે છે અલબેલા તારી આંખમાં રે—એ રાગ. )

વ્હાલાં સન્તો રસસાગરમાં ન્હાવા આવશું રે,
સ્નેહી લાવશું રે....ટેક.

પ્રેમ પન્થથી પ્રયાણ કરશું,
નીતિક્રિયામાં અડગ રહીશું,
શનૈઃ શનૈઃ એ સાગર તીરને પામશું રે. વ્હાલાં૦

થાશે ભરતી ભવસાગરની,
શાન્ત ગજના રસસાગરની,
ધીરે રે'શું શાન્ત, કદી દૂર નહીં થશું રે. વ્હાલાં૦
ષડ્ રિપુ વસ્ત્રોને મૂકી,
સંયમ સાધી મારી ડૂબકી,
અખન્ડ શાન્તિનાં મોતિડાં લાવશું રે. વ્હાલાં૦
તેની ગુંથીશું સુન્દર માળા,
આરોપી અમ કોમળ બાળા,
આ આશાની માંહ્ય સફળતા માનશું રે. વ્હાલાં૦

કપિલ.

---

## ૩. नीति अने गृहसंसार.

### ૨૧.

( ઓધવજી સંદેશો કહેજો સ્યામને—એ રાગ. )

અબળા જાતિએ જગમાં જન્મી સદા,
પતિકુળમાં નીતિથી કરવો વાસ જો.
રાયસમું સુખ હોયે માતપિતાગૃહે,
પણ તે સુખની તલભર ધરવી ન આશ જો. અબળા૦

પતિવ્રત પાળી પતિસેવા સજવી સદા,
પતિની આજ્ઞા કદી નવ કરવી ભંગ જો;
માત પિતાસમ સાસુશ્વસૂરને સેવવાં,
(વળી) નિકટ સંબંધી પાલવવાં જે અપંગ જો. અબળા૦

પડ્રસ ભોજનની વિધિ સઘળી જાણવી,
ઉત્તમ પાક કર્યાની ધરવી હોંસ જો;
જે ગુણ જેમાં હોય તે તેથી શિખવો,
શિખામણ કો દે તો ન ધરવો રોષ જો. અબળા૦

પતિ પ્રભુ સમ લહીં કરવી ભક્તિ પ્રેમથી,
અનન્ય થઇને પતિ પ્રતિ રહેવું શુદ્ધ જો;
તુચ્છ સકળ વ્યવહાર તણાં આ કારણે,
વાણીથી પણ કદી નવ કરવું યુદ્ધ જો. અબળા૦

સુખ દુઃખ સહેતાં સમ ગણવાનો મહાવરો,-
દઢ, રાખીને અંતર, રહેવું શાંત જો;
ભાગીરથી પ્રભુપદને અંતે પામવા,
શાણી સખીએ શિખ ગ્રહી ભજવા કાંતજો. અબળા૦

નૃસિંહઆચાર્ય.

---

૨૨.

( કહાં ગયો પેલો મોરલીવાળો, મનના ઘુંઘટ ખોલી રે:-એ રાગ.)

સખિઓ સાચી વાત કહું છુ, સાર લહી બહુ સારો રે;
ધરો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારો રે.-સખીઓ.

બાલપણામાં માત પિતાને, વિનયવડે વશ રે’વું રે;
તન-મનનું તેની પાસેથી, શિક્ષણ સઘળું લેવું રે.-સખીઓ.

ચંચલતા ને ચતુરપણાથી, કામ કુંવરીએ કરવું રે;
સદ્‌ગુણથી સંતોષ દઈને, દુર્ગુણથી બહુ ડરવું રે. સખીઓ.

માતપિતાના શુભ ઉપકારો, મનમાંથી ન વિસરિએ રે;
ઘરનાં કામ ઘણાં જે ઘટતાં, કુશલપણાથી કરિએ રે.–સખીઓ.

યોગ્યપણે માતપિતા આપે, તેવા વરને વરિએ રે;
એ પતિને અનુકૂલ રહીને, આ ભવસાગર તરિએ રે.–સખીઓ.

પતિનું ઘર પોતાનું થાતાં ભાર ઉપાડી લેવો રે;
વિનય-વિવેકવડે વશ રે'વું, ધર્મ તમારો તેવો રે. સખીઓ.

પિયર રહી જે શીખ્યાં તેનો, ઉપયોગ અહીં કરજો રે;
ઉપદેશ મળે જે જે બીજો, તે અંતરમાં ધરજો રે.–સખીઓ.

સાસુસસરો જેઠદિયરજી, એનું માન વધારો રે;
જેઠાણી દેરાણીને પણ, આદર દેવો સારો રે.–સખીઓ.

ઘરસંસાર–નિશાળ વિષેથી, ભણ..ર રૂડું ભણવું રે;
સંકટ શિરપર આ.. ાં તો, તે ગુણકારક ગણવું રે.–સખીઓ.

માયાળુ મનથી સહુ સાથે, પરિચય સારો કરવો રે;
મારૂં તારૂં મનથી તજવું, એ ગુણ ગણવો ગરવો રે.–સખીઓ.

સહુનાં બાલક સરખાં ગણવાં, ભવમાં ભેદ ન સારો રે;
સંપ સરલતા રાખી સહુમાં, સુખ સંપુર્ણ વધારો રે.–સખીઓ.

મર્યાદા તન–મન-વચનોમાં, પ્રેમે પ્રતિદિન પાળો રે;
હોય કર્યા જે આજ સુધીમાં સુકૃત તે સંભાળો રે,–સખીઓ.

હું કોણ અને મારે કરવું, શું તે સહજ વિચારો રે;
પતિની છાયા થઇને રેહેવું, એ છે ધર્મ તમારો રે.-સખીઓ.
પ્રિયહિત વચનો વદવાં મુખથી, વિનયવિવેકે નમતાં રે;
કામ કરો કરથી સહુ તેવાં, પતિ-ગુરૂજનને ગમતાં રે.-સખીઓ.
શીલ અને સૌભાગ્ય સદાનાં, શુભ આભૂષણ શોભે રે;
પ્રાણ વિના તન જેવાં બીજાં, એમાં મન શું લોભે રે.-સખીઓ.
પ્રોઢપણાનાં પટકુલ અંગે, ૫હેરો પ્રમદા પ્રીતે રે;
નાકતણું મોતી મર્યાદા, સાચવજો શુભ રીતે રે.-સખીઓ.
નીતિન્યાય કડાં છે કરનાં, તે તનને શોભાવે રે;
આવો સમય સખી સંસારે, વારંવાર ન આવે રે. સખીઓ.
પતિના નામ તણો હીરાનો, હાર હૃદયમાં ધરવો રે;
આ રીતે સદ્ગુણ સઘળાનો, શણગાર રૂડો કરવો રે;-સખીઓ.
જોડ જડી જે સજની તમને, એને ઇશ્વિર માનો રે;
પત્નીના પરમેશ્વર પતિ છે, એમાં સંશય શાનો રે-સખીઓ.
સંસાર વિષે સુખનાં સાધન, એ પતિને આધારે રે;
આ સંસાર થકી અબલાને, અંતે એ પતિ તારે રે.-સખીઓ.
પ્રેમ કરીને સેવા કરવી, જન્મ વૃથા નહિ જાવા રે;
ગુરૂજનને પણ આદર દેવો, પૂરાં પુણ્ય કમાવા રે.-સખીઓ.
જપ તપ ઇશ્વરનું આરાધન, સાવધ થઇને કરવું રે;
કેશવ હરિનું અંતરમાંથી, નામ કદિ ન વિસરવું રે. સખીઓ.

કેશવલાલ હરિરામ.

---

૨૩.

(રઘુપતિ રામ હૃદયમાં રે'જો રે—એ રાગ.)

સદાચાર પાળવો બહુ સારો રે, એજ ધર્મ ખરો છે તમારો:-
સદાચાર૦

ધન વિદ્યાતણો મદ તજવો રે, સુખકારક મારગ સજવો રે,
પીડા પરને કરી નહિ પજવો;- સદા૦

સત્ય બોલવું ચાલવું ચોંપેરે, જેમ જગતપિતા નહિં કોપે રે,
એથી પોતાતણું કુલ ઓપે;- સદા૦

સ્મૃતિ શાસ્ત્ર બતાવે જેવું રે, શુદ્ધ ચિત્ત કરી નિત્ય રે'વું રે.
અન્ય વાતમાં હૃદય ન દેવું;- સદા૦

આશા તૃષ્ણા તજી કોઇ દે છે રે, શાંત થઇને સદા સુખ લે છે રે,
શુદ્ધ આનંદનું રૂપ તે છે;- સદા૦

પાળવો નિત્ય નિજનો ધર્મ રે, સાચો અંતરમાં લઇ મર્મ રે,
કરવાં યશકારક કર્મ;- સદા૦

ક્રોધ કામ સદા પરહરવા રે, લોભ મોહ વળી વશ કરવા રે,
મદ મત્સર દેવા ન ઠરવા;- સદા૦

અભિમાન ન લાવિએ લેશ રે, કદિ કરિએ નહિ કાંઇ ક્લેશ રે,
વદિએ નહિ વાકય વિશેષ;- સદા૦

પરનિંદા સદા પરહરવી રે, દયા દીન જનોપર કરવી રે,
નહિ નીતિની વાત વીસરવી;- સદા૦

નિત્ય તન-મન નિર્મલ કરજો રે, શીલ ચિંતામણી સંઘરજો રે,
દુષ્ટ દુર્ગુણ હૈત્યથી ડરજો;- સદા૦

ધર્મ-વા'ણુ વિના સંસારે રે, અન્ય આવી નહિ કોઈ તારે રે,
એમ જાણવુ નિશ્ચે તમારે;- સદા૦

નિત્ય નિર્મલ ચિત્ત કરીને રે, નિજ ધર્મને ધામે ઠરીને રે,
પામવું શુદ્ધ એક હરિને;- સદા૦

જ્યારે ઉત્તમ જન્મ મળ્યો છે રે, પુણ્યનો પુંજ તો ઉગળ્યો છે રે,
દૈવ ઇચ્છાથી દિવસ વળ્યો છે;- સદા૦

હાથ આવેલ હીરો ન હારો રે, ચતુરા! કાંઇ ચિત્ત વિચારો રે,
શાણાં! સફલ કરો જન્મવારો;- સદા૦-

સેવા નારિએ નાથની કરવી રે, અન્ય વાત બધી પરહરવી રે,
તેમ પ્રીતિ સંપાદન કરવી;- સદા૦-

દંપતીએ હળી મળી રે'વું રે, બીજા આશ્રમનું સુખ લેવું રે,
થાય નિંદા તેવું તજી દેવું;- સદા૦

ભાવે ઇશ્વરનું પદ ભજવું રે, કામ બંધનકારક તજવું રે,
સુખકારક સાધન સજવું;- સદા૦

કેશવલાલ હરિરામ.

## ૨૪.

## મ્હોટું મન.

( હરિ ભજન વિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે—એ રાગ.)

સુણ સાહેલી મન જેનાં મોટાં તે મોટા જાણવા,
આ ગુણવડે ઊંચ જનોને પરખી તુર્ત પિછાણવા.

કૂળ કે ધનનું અભિમાન નથી, મનમાં કદી કૂડ વસે ન રતિ;
દુખીઆ જનના દિલ દાઝ અતિ, સુણ સાહેલી. ૧

ધનવાન વડો ધન વાપરશે, જન રાંક દયા દિલમાં ધરશે;
પરકાજ, કસી તન, તે કરશે, સુણ સાહેલી. ૨

ખુશી રહે દીનનાં દુખડાં દળીને, સહુ સજ્જન સાથ હળીમળીને;
વદશે શુભ વેણ લળી લળીને, સુણ સાહેલી. ૩

પરમાર્થ વિષે મથતો જ રહે, દિલ દુશ્મનનું પણ હિત ચહે;
સુખ શાંતિતણું શુભ તેજ વહે, સુણ સાહેલી. ૪

કટુ વેણ કદી જન કો ઉચરે, કુળવાન વડો મનમાં ન ધરે;
ધરી ધીરજને સૌ બોધ કરે, સુણ સાહેલી. ૫

બહુ માન મળ્યે નવ ગર્વ ધરે, અપમાનથકી નવ શોચ કરે;
નિજ ધર્મ ધરી સુખમાં વિચરે, સુણ સાહેલી. ૬

કદી આપ વડાઇ ઉર ન વસે, નવ લોભથકી લલચાય કશે;
નિજ ધર્મથકી કદીએ ન ખસે, સુણ સાહેલી. ૭

જયમ માનવી માન પછાડી ફરે, ત્યમ તે બહુ વેગથકી વિચરે;
મન મોટું કર્યે સહુ અર્થ સરે, સુણ સાહેલી, ૮

---

## ૨૫.

( શામળીયા વ્હાલા રહો વેગળા રે—એ રાગ. )

મા ભજીયે, તુજને ભવાની ભાવથી રે,
ભવ તારો પતિવ્રત નાવથી રે,
શોભે અબળા તણો અવતાર રે. મા ભજીયે. ૧
સાર સંસાર કેરો સતીપણું રે,
પરમાર્થનું બીજ રૂડું ઘણું રે,
પતિવ્રતનો પ્રતાપ અપાર રે. મા ભજીયે. ૨
બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર દેવથી રે,
સતિયો સબળી નિગમે કથી રે.
પતિપૂજનમાં જેને પ્યાર રે. મા ભજીયે. ૩
સાચો ઉદય થશે તેજ દેશનો રે,
પુરો પ્રેમ તે પામે મહેશનો રે;
જ્યાં પ્રકટે પતિવ્રતા નાર રે. મા ભજીયે. ૪
અનસૂયા મદાલસા જાનકી રે,
હરિશ્ચંદ્રની રાણી તારામતી રે;
થયાં ત્રિભુવનનાં શણુગાર રે. મા ભજીયે. ૫

સાચા ટેક ભરેલી સીમંતિની રે,
સતીઓ હતી ભારત ભૂમિની રે,
નામ ગણતાં ન આવે પાર રે. મા ભજીયે. ૬

દમયન્તી જેવી સાચી સાધવી રે,
આર્ય ભૂમિમાં પૂર્વ થતી હવી રે,
જેથી યમ-કળિ પામ્યા હાર રે. મા ભજીયે. ૭

હવે ભટકે થઇ ભગતાણીઓ રે,
જુઠા ધર્મના ઢોંગમાં તાણીઓ રે,
તેથી ભારતભૂમિને ભાર રે મા ભજીયે. ૮

પતિ તજીને ભજી દેવદેવલાં રે,
બીજા ગુરૂમાં ફસી વીણે વેવલાં રે,
તેથી હિંદુ તણો ઘટયો ભાર રે. મા ભજીયે. ૯

માજી અજ્ઞાન ટાળો અમતણું રે,
આર્ય નારીમાં વ્યાપો સતીપણું રે.
મા ભજીયે. ૧૦

નગિનદાસ પુરૂષોતમદાસ સંઘવી.

---

૨૬.

( સાંમી સંધ્યા એ પાણી સંચર્યા રે જમુનાનાં જળ ભરવાજી:—એ રાગ.)

બારશે તારે બારણે અમો બાળક આવી—" હાંહાં રે જી "
હાંહાં રે અમો બાળક આવી.
ગાઇએ તુજ ગુણ અંબિકા રસધુન મચાવી—હાંહાંરે રસ. ૧
પતિ પરમેશ્વર એક છે એવી મતિ આપો—હાંહાંરે એવી,
કામણ ટૂમણ ફોક છે એ દિલ દૃઢ સ્થાપો—હાંહાંરે એ દીલ. ૨
સાસૂ સસરા સેવીએ—એવું સુખ દેજો— હાંહાંરે એવું,
સાસરિયે નિત્ય શોભીએ ત્યમ સ્હાય્યે રહેજો—હાંહાંરે ત્યમ. ૩
ઘરસંસાર ચલાવીએ ઉદ્યમથી ચારૂ-હાંહાંરે ઉદ્યમથી,
સંતતિ સદ્દગુણી સાંપડો સદગુણી વહુવારૂ—હાંહાંરે સદગુણી ૪
પતિવ્રત પંથ પ્રસારીએ એવું બળ આલો— હાંહાંરે એવું,
મરણથી પણ નવ હારિયે, માડી કર ઝાલો- હાંહાંરે માડી ૫
પતિ-ભક્તિ શુભ પાળિને દૃષ્ટાન્ત બતાવ્યો-હાંહાંરે દૃષ્ટાન્ત,
દક્ષસુતા થઇને તમે એ અમ ઉર ભાવ્યો— હાંહાંરે એ. ૬
સતીઓ ને શુરાતણી અમો થઇએ માતા- હાંહાંરે અમો,
એ વરદાન દીયો તમો અંબે જગમાતા— હાંહાંરે અંબે. ૭
દેશ અમારો આર્યનો નિજ મહિમા પાળે—હાંહાંરે નિજ,
સંઘવીએ તો એ પ્રાર્થના કરી મસ્તક નામે—હાંહાંરે કરી. ૮

નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.

## ૨૭.

## "પતિસુખની છે બલિહારી,"

( ગિરધારી રે, વાત કહું તે વિચારો—એ રાગ. )

સાહેલી રે-તુચ્છ વૈભવ જગ માંહી, પતિસુખની છે બલિહારી;
નિઃસ્વાર્થી રે-પ્રેમ તણી જે મૂર્ત્તિ, એવી માતને પણ મૂકી ન્હેતી.
નહિ જન્મ થકી જોડાયાં રે, નહિ ઘાડ સમ્બન્ધમાં આવ્યાં રે;
નહિસ્વાર્થ મહિં લપટાયાંરે, અલ્પ કાળમાંરે-વશીયા હૃદયે સ્વામી-
પતિસુખની છે બલિહારી. ૧

પિતુ મ્હારા રે-સ્નેહથકી ત્હેં લડાવી, સહુ ઇચ્છા પૂરી પાડી;
ત્યજી તુજને રે-જાતાં મન નવ કંપે, પતિદર્શનના ઉમંગે;
ચંદ્ર વીણ ચકોર નવ દેખે રે, ઘનબિન્દુ ચાતક તલ્પે રે,
દીપે જીવ પતંગ નિજ અર્પે રે, ત્યમ માનુ રે-કંથને જીવનદોરી-
પતિસુખની છે બલિહારી. ૨

સખી વ્હાલી રે નિત્ય આનંદે રમતાં, વળી ભાવથી સાથે ભણતાં;
ક્ષણ એકજ રે-કદિ વિખૂટાં પડતાં, થઇ ખિન્ન બહુ ગભરાતાં;
પતિસ્નેહની શીળી છાંયે રે, ભૂતકાળ પડયો વિસારે રે,
નહિઅન્યહવેમનતૃષ્ણારે-ક્ષમાકરજેરે-સમયશિખવશે 'શાથી';
પતિસુખની છે બલિહારી. ૩

પ્રિયભગિની રે-પતિમાં તન્મય થાવું, એ ફરજ જ સ્ત્રીની માનું;
લઇ શિક્ષણ રે-પતિ સહ રહીને નિત્યે, સદ્દગુણ સહુ હૃદયે ધરીયે;
એક નિષ્ટાથી ઇશને પ્રાર્થો રે-આપી પવિત્ર દંપતી જોડાં રે-
આર્યાવર્તની ખ્યાતિ વધારો રે, સહુ બ્હેનો રે-ભાવે સૂત્ર પ્રમાણી-
'પતિસુખની છે બલિહારી.' ૪

સુબન્ધુ.

---

૨૮.

## સ્ત્રીબોધ.

( મ્હારા વા'લાજી હો! હવે નહિ જાઉં મહી ઇં:—એ રાગ. )

બ્હેનો અન્તરથી આ રૂડા વિચાર ન વિસારશો રે લોલ.

માતપિતાની પ્રીતિ પામવા રે લોલ,
થઇ રહેવું સુશીલ સન્તાન. બ્હેનો અન્તરથી.

આજ્ઞા તેઓની ન ઉલ્લંઘવી રે લોલ,
દેવી સહુ કાર્યમાં સહાય. બ્હેનો અન્તરથી.

કષ્ટ સહી જન્મ આપી પોષિયાં રે લોલ,
વિસરવા ન ગુણ અણમૂલ. બ્હેનો અન્તરથી.

જનની તાત જાણે 'મારી પુત્રી છે રે લોલ,
કુટુમ્બનું અનુપમ રત્ન'. બ્હેનો અન્તરથી.

ઉચ્ચ અભિપ્રાય એવો ઈચ્છવો રે લોલ,
પ્રાપ્ત થવા કરવો સુયત્ન. બ્હેનો અન્તરથી.

નિજ વાણીને કર્મની મિઠાશથી રે લોલ,
રાખવાંજ સર્વદા પ્રસન્ન. બ્હેનો અન્તરથી.

ભગિની બન્ધુકેરો સ્નેહ શોધવા રે લોલ,
કરી અધમ સ્વાર્થ તણો ત્યાગ. બ્હેનો અન્તરથી.

વિવિધ સદ્ગુણો અને સત્કાર્યથી રે લોલ,
કરવાં ભાઇ બ્હેનને સંતુષ્ટ. બ્હેનો અન્તરથી.

સ્નેહ શુદ્ધ જાણી તેઓ હૃદયથી રે લોલ,
સ્થાપશે સદા વ્હાલી બ્હેન. બ્હેનો અન્તરથી.

ભિન્ન ભિન્ન ફરજ પતિમન્દિરે રે લોલ,
બજાવવા આપવું સુલક્ષ. બ્હેનો અન્તરથી.

શ્વસુરસાસુ માતપિતા જાણીયે રે લોલ,
પતિવ્રતા કેરો એજ ધર્મ. બ્હેનો અન્તરથી.

હૃદય લેશ તેમનું ન દુભવવું રે લોલ,
સર્વ રીત્ય આપવું સન્માન. બ્હેનો અન્તરથી.

ગૃહ ખીલવવું જાણે રમ્ય વાટિકા રે લોલ,
હસે જહિં સર્વ કુસુમ છોડ. બ્હેનો અન્તરથી.

સુશીલતાનાં શુદ્ધ પાણી સિંચવાં રે લોલ,
છોડ એક ના કદી કરમાય. બ્હેનો અન્તરથી.

શોધવી સુયુક્તિ બ્હેન સર્વદા રે લોલ,
શાથી રહે નિજ પતિ પ્રસન્ન. બ્હેનો અન્તરથી.

શારીરિક શોભા સાથે પ્હેરવા રે લોલ,
પવિત્રતા રૂપ અલંકાર. બ્હેનો અન્તરથી.

સર્વ સ્થળે સ્નેહ કુસુમ વેરવાં રે લોલ,
છાંટવો આનન્દ કેરો રંગ. બ્હેનો અન્તરથી.

વ્યર્થ સહુ વ્રત નિયમ ને કર્મ છે રે લોલ,
પાળીએ ન પતિવ્રત ધર્મ. બ્હેનો અન્તરથી.

વિવિધ પ્રવૃત્તિ ને ઉદય અસ્તમાં રે લોલ,
વિસરવા ન કદી વિશ્વનાથ. બ્હેનો અન્તરથી.

ડાહ્યાભાઈ લક્ષ્મણ, બન્ધુસમાજ.

---

## ૨૯.

## સ્ત્રીની પરીક્ષા.

( ચાલો ચાલો ગોકુળની વ્રજનાર કે મહીંડાં વેચવા રે લોલ—
એ રાગ. )

સખી જ્યારે સુખના વાયુ વાય, હૃદય હરખાવતા રે લોલ,
દિસતા દિન સંપત્તિ પ્રકાશથી અતિ રળિયામણા રે લોલ,
સખી, જ્યારે સુખ શય્યાની માંહ્ય, મીઠી નિંદ આવતીરે લોલ,
બ્હેન જ્યારે વૈભવ વેળા દુઃખ, નહિ પીછાનતાં રે લોલ;-
નહિ આ ઉજળા દિવસો માંહ્ય, પરીક્ષા આપણી રે લોલ,
સખી, સહુ સંકટકેરે સમય, કસોટી નીકળે રે લોલ.
બ્હેન, જ્યારે વાયુ ભયંકર વાય, ઘોર ઘન ગાજતાં રે લોલ,
સખી, જ્યારે ઝબુકે વીજળી તીક્ષ્ણ હૃદયને વીંધતી રે લોલ,
વ્હાલી, જ્યારે આફત કેરી ઝડીઓ જીવનપર તૂટી પડે રે લોલ;-
બ્હેન, આવા કઠિન કાલની માંહ્ય, પૂર્ણ પ્રીતિ થકી રે લોલ,
કરી નહિ નિજ દુઃખની દરકાર, પતિસુખ શોધીએ રે લોલ;
બ્હેન, ત્યારે કિમ્મત આપણી થાય, જીવન તવ શોભતું રે લોલ,
પતિ કદી ચિન્તા ને ઉદ્વેગ થકી ગભરાય છે રે લોલ,
તરત સતી હૈયા સરસો લઈ, આશ્વાસન આપતી રે લોલ;
લઈ નિજ નાજુક કરમાં શિર, પતિનું પ્રેમથી રે લોલ,
મુકીને કોમળ ઉર પર, શોક નરમ સહુ પાડતી રે લોલ;

મ્હેન, હારી સુખનાં નવલાં ચિત્ર, સ્વામી સંતોષતીરે લોલ,
કદી નહિ મળતી ધારી ચીજ, ઓછું નવ આણતી રે લોલ.
પતિનો પ્રેમ અમૂલી ચીજ, બીજું સહુ તુચ્છ છે રે લોલ.–
આવી રહે બુદ્ધિ જ્યારે મ્હેન, સર્વ સ્થિતિ મહીં રે લોલ,
સખી, ત્યારે સફળ જીવન આ થાય, આપણું સ્ત્રીતણું રે લોલ,
પ્રભુ વળી થાયે મ્હેન, પ્રસન્ન, આવી પ્રીતિ થકી રે લોલ.

ડાહ્યાભાઈ લક્ષ્મણ, બન્ધુસમાજ.

---

૩૦.

## શિયળની સાડી.

સખી ! હર્ષની મટૂકી મ્હારી ઉભરાય અતી, ઉભરાય અતી;
સખી ! તોએ તે જરાયે નથી ખાલી થતી, ખાલી થતી.
સખી ! આસપાસ હર્ષની શી રેલ મચી, રેલ મચી;
સખી ! ભાળ્યું સૌ જાગ જગે હર્ષે વસી, હર્ષે વસી;
સખી ! શિયળની સાડી મને દિવ્ય મળી, દિવ્ય મળી;
સખી ! શોભા શી ઇશે વળી એમાં ધરી, એમાં ધરી.

(સાખી) ગગન તણો છે રંગ શો ! આછો મન હરનાર.
પે'રંતાં ચિતડું ઠરે, વધે રૂપઅંબાર.
સખી ! કોરમાં શી લજ્જાની વેલડી વળી !

સખી ! જોતાં છે લોક તણી આંખડી ઠરી;
સખી ! કીર્તિનાં ફૂલડાં વચ્ચે ભર્યાં, વચ્ચે ભર્યાં;
સખી ! કસોટી-કિરણે ઝળકી રહ્યાં, ઝળકી રહ્યાં. સખી! હર્ષ૦

(સાખી) વળી વિનયની બૂટડી, ભરેલ નૌતમ રીત,
ખેંચંતી અંતર અતિ દિવ્ય જનોનાં, નીત;
સખી ! પાલવે શી ધર્મ તણી પાંદડી ભરી !
સખી ! પાંદડીઓ વચ્ચે ટેક—આંકડી કરી.

સખી ! મમતાની માથવટી સાદી દીધી સાદી દીધી;
સખી ! દાનતણે દોરડે શી શિવી લીધી, શિવી લીધી! સખી! હર્ષ૦

(સાખી) કર્યો ક્ષમાનો છેડલો, રસિયો છોગાદાર,
માયામોતી મહિં ભર્યાં મનરંજક, કિરતાર.
સખી ! સાડીનું પોત પતિ ભક્તિનું કર્યું,
સખી ! કુમળી કુમાસે મ્હારૂં કાળજું હર્યું.
સખી ! સાડીએ છે જગતનાં ચિત્તડાં હર્યાં, ચિત્તડાં હર્યાં,
સખી ! સાડીએ છે નાર કંઇ અમર કર્યાં, અમર કર્યાં. સખી! હર્ષ૦

ચન્દુલાલ મણિલાલ.

---

## ૩૧.

( રઘુપતિરામ હૃદયમાં રહેજો રે—એ રાગ. )

સાંભળ રૂડી શીખ રાજકુમારી રે,
મહા પરમ પાવનિ પતિ પ્યારી. સાંભળ ૧.

માત તાત ને ભ્રાત જે સારાં રે,
આપણું અતિ હિત ઇચ્છનારાં રે,
તે તો પણ થોડાં સુખનાં દેનારાં. સાંભળ ૨.

સુખદાતા નારી સરવેને રે,
નિજનાથ અધિક કહું એને રે,
નીચ નારી સેવે ન જે તેને. સાંભળ ૩.

ધર્મ ધીરજ સ્નેહિ સંસારે રે,
નિજ નારી સુદ્ધાં એ ચારેરે,
પરખાય વિપત વેળા જયારે. સાંભળ ૪.

વૃદ્ધ નિર્ધન કે રોગવાળો રે,
બેરો અંધો કે જડ ક્રોધી કાળો રે,
અતિ હીન લંપટ કપટાળો. સાંભળ ૫.

નિજ નાથ એવાનુંય નારી રે,
અપમાન જે અતિ કરનારી રે,
યમપુર દુઃખ બહુ પામનારી. સાંભળ ૬.

નારીધર્મ સુનિયમ સરવને રે,
દિસે એકજ તે કહું તમને રે,
પ્રેમ પતિપદે મન કર્મ વચને. સાંભળ ૭.
પતિવ્રતા જગતમન મ્હોતાં રે,
દીસે ચાર પ્રકારની જોતાં રે,
સંત કહે શ્રુતિસંમત સોતાં. સાંભળ ૮.
ઉત્તમ મધ્યમ ને નીચ નારી રે,
ચોથી લઘુ પતિવ્રતા વિચારી રે,
કહું સમઝાવી સૌ વિસ્તારી. સાંભળ ૯.
મુજ સ્વામિ વિના જગ આખે રે,
અન્ય પુરૂષજ નથિ અભિલાખે રે,
ઉત્તમ સતિ એવું દ્રઢ કરી રાખે. સાંભળ ૧૦.
નિજ ભ્રાત પિતા સુત જેવા રે,
દેખે પરજનને નિત તેવા રે,
મધ્યમ સાતના ગુણ એવા. સાંભળ ૧૧.
કુળધર્મ વિચારી રહે છે રે,
આડે પંથે ન પગલું ભરે છે રે,
તે કનિષ્ઠ ત્રિયા શ્રુતો કહે છે. સાંભળ ૧૨.
વિના સમય અને ભય માથે રે,
રહે તેથી રીઝી સ્વામિ સાથે રે,
જાણો અધમ સતી ભલી ભાતે. સાંભળ ૧૩.

---

## ૩૨.

## વશીકરણ.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ. )

જાણો તો વશકરણી વિદ્યા જાણજો,
અબલા સે'જે સબલ થશો સંસાર જો,
મંતર જંતર તંતર જૂઠાં ભામણાં,
જીભે મીઠાં મન મીઠાં સુખસાર જો— જાણો૦ ૧

જાપ અજપ પ્રીતિ નામ જપો મનથી તમે,
વ્રત પતિસેવા તનમનથી સચવાય જો,
દીક્ષા લો રતિપતિની સાચી નિર્મળી,
માગો વર પરસુખમાં ભેદ ન થાયજો— જાણો૦ ૨

પ્રેમ તણો રસ ઝીલ્યો સીતારામ શું,
એ રસ પીધો ગોપી શ્યામશરીર જો,
સાવિત્રી મીરાં સર્વે એમાં ગળ્યાં,
દ્રૌપદી તારા મંદોદરી સતી શિર જો— જાણો૦ ૩

દોરી પ્રેમતણી જગજીવન જાણજો,
એણે બાંધ્યાં નવ છોડયાં છોડાય જો,
રૂપ રંગ રસ સાંધ્યાં ઉખડે સે'જમાં,
અંગ પડે પણ પ્રેમ નહિ પલટાય જો— જાણો૦ ૪

પ્રેમ થકી જગ ભાસે સઘળું એકમાં,
એક રસે દઢ ભક્તિ ભજે ગુણવાન જો,
મૂરખ પ્રેમમણિનું તેજ ન ઓળખે,
અથડાઇ મરતાં પણ ન લહે સાન જો— જાણો૦ ૫

વશ તેને પ્રભુ જે રસ જાણે પ્રેમનો,
વૃક્ષ જંતુ જલ જનનો તે શો ભાર જો,
વિષ અમૃત ઝટ અગ્નિ શીતલ ઉકળે,
એવાંને મુજ વંદન વારંવાર જો— જાણો૦ ૬

મણિભાઈ નભુભાઈ.

---

૩૩

## સુન્દરીસુબોધ.

( કામણ દીસે છે અલબેલા ત્હારી આંખમાં રે:—એ રાગ. )

બ્હેની ! સ્નેહરંગ આનન્દે નિત્યે મ્હાલજે રે,
પ્રતિવ્રત પાળજે રે.—બ્હેની !

ભારતીની પુત્રી તું રૂડી,
સહે અનુપમ દુખડાં, ધીરી!
તદપિ મિઠડે મુખડે તુજ સ્મિત રાખજે રે,
વિમલ પ્રીતિ ઝાંખજે રે,—બ્હેની !

ધર્મશાસ્ત્રની અદ્દભુત વાણી,
સર્વ પંથમાં નીતિ પ્રમાણી,
દિવ્ય યુગ્મ તુજ પતિ–તુજ કેરૂં સુહાવજે રે,
શિયળમાં રાચજે રે.—બ્હેની !

અનેક લાલચ તુજને નડશે,
પ્રેમ માર્ગમાં કંટક પડશે,
જગદીશ્વર પર શ્રદ્ધા સાચી રાખજે રે,
તરીને તારજે રે.—બ્હેની !

નિર્બળતા હ્રદયેથી ઉતારી,
વિચાર ને આચાર સુધારી,
પતિઉર વિરમી સંતોષે સુખદા થજે રે,
પતિ પ્રભુ માનજે રે.—બ્હેની !

માતુ આપણી ભારતી જોતી,
ખિન્નગાત્ર, આંસૂડાં વ્હોતી,
પૂર્વ સ્થિતિ આહ્લાદક ગઇ કયાં એની છે રે,
અંતરમાં દહેરે.—બ્હેની !

વ્હેમ, કુસંપો, કલેશ કપાવી,
ગૃહમન્દિર સુખવાડી બનાવી,

દિન નબળામાં આત્મ ઉદ્દાર તું ધારજે રે,
ખરૂં તુજ રૂપ તે રે.—બ્હેની !

મૂખ રૂઢિનાં બન્ધન તોડી,
સુનીતિ, લજ્જા, સુવ્રત જોડી,

નિજ બાળક–બુદ્ધિને વૃત્તિ ખિલાવજે રે,
ઉદયની આશ એ રે.—બ્હેની !

શોક તિમિરની જ્વાળા ત્હારા
કુટુમ્બમાં કરી શાન્ત, સૌખ્યદા,

તનૂમનઆત્મોદ્ધાર સુધારા હાથ લે રે,
જનનિ ભૂમિ રક્ષજે રે.—બ્હેની !

---

34.

( પુનમ ચાંદની ઈ૦—એ રાગ. )

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએ રે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન,
સાસુ સસરા માત પીતાની સેવા સાચવો રે;
ભાવ સહિત ભક્તિથી નિત ભજીએ ભગવાન,
એવા ઉત્તમ ગુણુથી ઉભય સુકુળ અજવાળીએ રે. (ટેક)

નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ,
પરનરને નવ આપીએ, તાળી હાથોહાથ.

હસવું રમવું જમવું એકાન્તે નવ બેસવું રે,
પતિ વિણુ પતિના પણુ સન્મિત્રોની સંગાથ.--એવા૦

નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત,
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત.

સજની ભ્રષ્ટ થવું નહીં સુધરી સદ આચારથી રે.
નીરલજ નટખટની સોબત તજવી સુજાત--એવા૦

કુષ્ટી કદ્રૂપ કુબડો, નિરધન નિરબળ કાય,
મતિહીન પતિત પતિ મળે, એ સતીને સુરરાય.

જોડી પગઅંગુઠે દૃષ્ટિ આઘું ઓઢીએ રે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય—એવા૦

ઊંચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ,
કુલીન બ્હેન કરવો નહીં, વડીલથી વિવાદ.

ચંચળ ચાલે ચટક મટક ચતૂરા નવ ચાલીએ રે,
શિવસૂત કેશવની શીખામણ અંતર-યાદ—એવા૦

## ૩૫

## શ્રીશિક્ષા.

( રાગ કાફી-મલાર. )

( અલબેલી રે અંબે માત જોવાને જઇએ—એ રાગ. )

અલબેલી રે શારદ માત, પુજવાને જઇએ,
વરદાલિ રે વિદ્યા માત, પુજવાને જઇએ,
બલિહારિ રે શક્તિસાર, પુજવાને જઇએ. ટેક.

(મા) પુજવા જઇએ સુખિયાં થઇએ, પ્રેમ-સુધારસ લઇએ રે,
નવલ બ્રહ્મલીલામાં નાહિ, કાન્ત સ્વરૂપે થઇએ.
પુજવાને૦ ૧

અંબા ભવાની મોટી માયા, સુંદર છબિલી રાજે રે,
ગૌર વરણિને શુભ્ર વસન છે, સર્વ સ્થળે એ બિરાજે.
પુજવાને૦ ૨

મુખ મલકાતું સુખને આપે, કરૂણા દૃષ્ટે ન્યાળી રે,
બ્રહ્મસુતા ભગવંત તણી એ, કોમળ હસતી બાળી.
પુજવાને૦ ૩

દુઃખમાં સુખ કરે છે માતા, સુખમાં અદકૂં સુખ રે,
રોમ રોમ આનંદ જ વ્યાપે, અનુભવતાં એ સુખ.
પુજવાને૦ ૪

લક્ષ્મી થકી એ શક્તિ મો'ટી કોટિ ગુણ ભંડાર રે,
એને તજિ લક્ષ્મી સેવે તો, દુખનો નાવે પાર.

પુજવાનો૦ ૫

અગ્નિ બળતો અમ્બુ શમાવે, દુખભડકા તો માત રે,
અક્ષય કીર્તિ માવડી કેરી, વિશ્વ વિષે વિખ્યાત.

પુજવાનો૦ ૬

રીતભાત સહુ શાણી શિખવે, શિખવે પ્રીત કટાક્ષ રે,
ભર્તાવશનો મહા મંત્ર મૂકે, તનુ-સેવન-કમલાક્ષ.

પુજવાનો૦ ૭

મુજ મન ઇચ્છા આજ વશી મા, બાળક શિખવે ક્યારે રે,
વહેમ મુકીને રહેમ કરે જન, તેમ થવાનું ત્યારે.

પુજવાનો૦ ૮

વાંકી વળી મધુરે મુખ માતા, શિખવે સુંદર બોલીરે;
વિચિત્ર થઇને બાળક હસતૂં, બોલે અક્ષર તોળિ.

પુજવાનો૦ ૯

માતપિતા હિન્દૂ આ સમયે, પ્રેમે પુત્રી ભણાવોરે !
ધર્મ અન્ધ બન્ધનને તોડી, શારદ સાથ લડાવો.

પુજવાનો૦ ૧૦

સત્ય સમજતી વનિતા થાશે, ગાશે સહુ ગુણગ્રામરે;
સર્વ કરમનાં દુખડાં જાશે, સુખ—વા વાશે આમ.

પુજવાનો૦ ૧૧

છેક છકોરી છકી ગયેલી, થોડું ભણે અભિમાનરે;
તેહતણો કોઇ સંગ ન કરશો, ગણજો ગયલી સાન.
પુજવાને૦ ૧૨

બ્હેની સહુ વિદ્યાને સેવો, જે રૂપગુણભંડારરે;
લેખણ પુસ્તક લઇ સિંહાસન બેઠી બ્રહ્મ—કુમાર !
પુજવાને૦ ૧૩

ભીમરાવ ભોળાનાથ.

---

૩૬

( રાગ સારંગ. )

( શીખ સાસુજી દેછે રે વહૂજી રૂહો ઢંગેઃ—એ રાગ. )

સખી આવોને આજે રે, રમીએ આનંદ ભરી,
ગાયે ગુણીયલ ગીતી રે, પ્રભુની પ્રીતિ ભરી. સખી૦

(સાખી) કૃષ્ણવદન શ્રી કૃષ્ણજી રમણીય રાધા રૂપ,
સત્યપ્રેમી એ જોડલું હૃદયસંબંધ અનુપ;

અનુંપમ એને કહિએરે પ્રણયથી જોડાયાં,
વ્યાસે વેદપુરાણે રે વખાણીને ગાયાં. સખી૦

(સાખી) સુખ તજી દુઃખ વનવાસનું સુખથી માગી લીધ,
પતિ પુંઠે પ્રમદા ગઈ સતી સીતાજ પ્રસિદ્ધ;

પ્રસિદ્ધિ અતિ પામ્યાંરે પ્રણય—નય અદ્વૈતે,
રૂષિ વાલ્મિકિએ જેને વશાડયા જનચિત્તે.　　　સખી૦

(સાખી) તજી ઘોર વેરાનમાં પતિએ વસ્ત્રવિહીન,
　　દમયંતી દયિતા ભમે સ્વામીસ્તવનમાં લીન;
લીન થઈ પતિપ્રેમેરે ન વ્હેમે એ વિફરી,
દ્રઢતા મન રાખીરે પૂરણ પદ પામી ખરી.　　　સખી૦

(સાખી) રાજ્ય તજ્યું રિદ્ધિ તજી સુખ સિદ્ધિ પતિપુઠ,
　　લઇ શબ અંક સતી થઇ સુલોચનાજ વિશુદ્ધ;
વિશુદ્ધિ વડે પામીરે સ્વર્ગીય સુખ સ્વામીસહે,
પ્રેમબંધ હૃદય જે રે કહો સુખ કયમ ન ચહે.　　　સખી૦

(સાખી) માન તજી મહિલા ગઈ નીજ પિતુગૃહ સુખગાટ,
　　નિજ પતિ સ્થળ ન વિલોકતાં યજ્ઞ સમર્યું આપ;
પડી યજ્ઞે સતી ત્યાંરે, અનાદર દેખીને,
લઇ ભેખજ ચાલ્યારે સતીગત દેખીને.　　　સખી૦

(સાખી) આર્ય પ્રેમ અદ્વૈત એ એજ જીવનનું સાર્થ,
　　એજ પ્રણય અવની કરે સતી વિરક્ત સમાજ;
શુદ્ધ પ્રીતિની નીતિરે, પ્રતીતિ પતિભક્તિ,
ભવભીતીજ ટાળેરે, સતીની એ શુભ રીતી.　　　સખી૦

જન્મશંકર ગિરિજાશંકર.

## ૩૭

## વ્હાલાંઓને ઉપદેશ.

( ઓધવજી સંદેશો કેહેજો શ્યામને:–એ રાગ. )

સાંભળજો, વ્હાલાંઓ ! વચનો દીનનાં:
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો !
મોટો એ અધિકાર તમારો માનવી:
અધિકારી છો જેનાં માનવ માત્ર જો !

એક પિતા પરમેશ્વર જાણો આપણો:
નિકટ સગાંઓ સમજો ભાઇ બ્હેન જો !
નીકો ન્હાની મોટી જે જીવો તણી:
વહતું તેમાં એક અખંડિત વહેન જો !

હસનારાંઓ સાથે હસવાનું ઘટે:
રડનારાંની સાથે રડવું તેમ જો !
એક બીજાંનાં આંસુડાંઓ લુંછતાં:
ઉંચાં ચ્હડશો સ્ત્રીપુરૂષો સૌ એમ જો !

भूतदया છે ધર્મ બધાના મૂળમાં:
સઘળાએ સન્તોનો એ ઉપદેશ જો !
દિવ્ય દયાસાગર ! યાચંતાં આપજો:
દીનજનોને અમને એનો લેશ જો !

મણિશંકર રત્નજી.

## ૩૮

## વ્હાલી બ્હેની !

( આસો માસો શરદ પુનમની રાતજો:–એ રાગ. )

વ્હાલી, વ્હાલી બ્હેની ! શીળો આવશે;
ધરતી ધગધગતીયે ટ્હાડી થશે, થશે,
ઉન્હાં, આગ્યભર્યાં કિરણો ય જશે જશે;
ધીમે ધીમે બ્હેની ! છાંયો આવશે.

પ્રેમઝરણ જીવનવનમાં મ્હસ મ્હાલતું,
મનપંખી રંગીલું અમૃત ત્યાં પીતું,
તેજ તણી હેલીમાં રસભર રાચતું:—
સુખવાડી તુજ કાજે, બ્હેની ! એ ન શું ?

બ્હેની વ્હાલી, વ્હાલી ! ધીરજ ધારજે;
ઝેરભર્યા વાયુ જગઝેર ચુશી જશે,
તાપે તપતી સીતા નિર્મળ તું થશે:
' પ્રીતિ–શાન્તિ,' બ્હેની મધુરી ! રાખજે.

કુલલહરિમાં રમતી રમ્ય સુવાસિની,
મિઠડાં કોયલ ગાન અનુપમની ઝરી,
વ્હાલભર્યાં હૈડાંની કોમળ ગુંથણી:—
લલિત મઝા તુજ કાજે, બ્હેની ! એ નહિં ?

વ્હાલી વ્હાલી બ્હેની ! શીળો આવશે;
કાળજડાં કોરન્તી ચિન્તાઓ જળે;
દુઃખના ડુંગર ધીરજદરિયામાં ઢળે:
'વ્હાલું-સ્હેલું !' બ્હેની ! છાંયો આવશે.

સુમન્ત.

---

૩૯

## સ્ત્રીસ્વરૂપ.

( મોહોલે પધારો મ્હારા રાજ, માણીગર મોહેલે પધારોઃ એ રાગ. )

સંસારનું નૂર છે નાર,
સજન સંસારનું નૂર છે નાર;
સ્ત્રી સુધરે સકળ સુખસાર· ટેક.
સજન, સ્ત્રી સુધરે સકળ સુખસાર.
ધૂળધાણી બધું નિર્ધાર, એ વણ, ધૂળ૦

(સાખી) સુંદર સ્ત્રીનું મુખડું, સુંદર સ્ત્રીનું તન,
સુંદર સ્ત્રીના બોલડા, સુંદર સુંદર સ્ત્રીનું મન !
સજન૦ ૧

(સાખી) સુંદર સેવા સ્ત્રી કરે, સુંદર ધરેજ સ્નેહ,
સુંદરતા સંસારમાં ભરનારી નારીજ છેય !
સજન૦ ૨

( ,, ) આપે જન્મજ જગતને પાળે પૂરણ પ્રીત !
એનાજ નામ આધારથી, કહાવે ઇશ્વરી અંબા ખચીત!
સજન૦ ૩

( ,, ) મીઠું બોલી મન હરે, ટાળે તનપરિતાપ,
આફતમાં ધીરજ ધરી, ધીર આપે એ નરનેજ આપ.
સજન૦ ૪

( ,, ) ઘરૂણી ઘરનો સ્તંભ છે, ઘરનું ઘરૂણિજ માન,
ઘરૂણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરૂણિ વિનાનું સ્મશાન,
સજન૦ ૫

( ,, ) ઘડપણમાં ઘરૂણી સખી, સેવા કોથી ન હોય,
સ્વર્ગે પણ સંગે ગઈ, તે તો નારીજ ! નરનહિ કોય !
સજન૦ ૬

( ,, ) ધન ધન નારી નામને ! પ્રેમી પરમ અપાર !
પાળે પ્રેમે સર્વને, એ તો આધ શક્તિ અવતાર;
સજન૦ ૭

( ,, ) નિંદા એની જે કરે, તે પાપી ગુણચોર !
દુર્ગુણને દરિયે ડુબી, તોએ દિલડે દયાનુંજ જોર.
સજન૦ ૮

(સાખી) ગોરી ફૂલ ગુલાબનું સૂકે કે કરમાય,
કે કોહે વણકાળજી, તોએ જાતિ સુગંધિ ન જાય,
સજન૦ ૯

( ,, ) શાસ્ત્રી, પુરાણી, પંડિતો, શાણા સજ્જન સર્વ!
સાચેસાચું હું કહું, તમે માનો મૂકી મન ગર્વ.
સજન૦ ૧૦

( ,, ) દીસે દુર્ગુણી આજ બહુ, નથી એની કાંઈ નાજ;
પણ એ દુર્ગુણિ મુર્ખ કે, જે છે તે તમારાંજ કાજ.
સજન૦ ૧૧

( ,, ) આદે દમયંતી, સીતા દ્રોપદી આદિ અપાર;
થઇ ગઇ બહુ ગુણવંતિયો, તે હતી નારીજ નિર્ધાર,
સજન૦ ૧૨

( ,, ) ધર્મે કર્મે ન કેળવો, ના'પો કંઇ પણ જ્ઞાન,
રાખો જો હેવાન તો, કયમ હોય ન એ હેવાન !
સજન૦ ૧૩

( ,, ) હા ! અબળાઓ હાયરે ! હાલ છેજ હેવાન !
ખાવું પીવું ખેલવું, એ ત્રણનુંજ જેને ભાન.
સજન૦ ૧૪

(સાખી) જ્યાં હેવાનજ હારનો, સઘળો સુંદરીસાથ;
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણ નવલના ઓ નાથ!
સજન૦ ૧૪

**નવલરામ લક્ષ્મીરામ.**

---

## ૪૦

## દંપતીસ્નેહસંકળના.

( ઓધવનંદનો છોરો તે નમેરો થયો જો:— એ રાગ )

એમ 'પ્રેમ એકમેક' ધરો દંપતી જો;
જેથી રીઝે તમો પરે ખરે જગપતિ જો. એમ પ્રેમ. ટેક૧

શોભે નિશા વડે ચંદ્ર ચંદ્રથી નિશા જો;
જેમ દિશાવડે કિરણ કિરણથી દિશા જો. એમ૦ ૨

શોભે ધીરા વડે ઢાલ ઢાલથી ધીરો જો;
શોભે હીરા વડે હેમ હેમથી હીરો જો. એમ૦ ૩

શોભે સેન વડે ભૂપ સેન ભૂપથી જો;
જેમ ગુણ વડે રૂપ ગુણ રૂપથી જો. એમ૦ ૪

શોભે પદ્મવડે નીર પદ્મ નીરથી જો;
જેમ મુગટવડે શીર મુગટ શીરથી જો. એમ૦ ૫

શોભે પ્રાણવડે દેહ પ્રાણ દેહથી જો;
તેમ નારી વડે નેહ નારી નેહથી જો. એમ૦ ૬

શોભે માત વડે બાળ માત બાળથી જો.
જેમ રાગ વડે તાલ રાગ તાલથી જો. એમ૦ ૭

શોભે ભક્તિ વડે ભાવ ભકિત ભાવથી જો;
જેમ સઢ વડે નાવ સઢ નાવથી જો. એમ૦ ૮

શોભે છે દયાથી દાન દયા દાનથી જો;
જેમ વાજાં વડે ગાન વાજું ગાનથી જો. એમ૦ ૯

શોભે મુખવડે દંત મુખ દંતથી જો;
તેમ નારી વડે કંથ નારી કંથથી જો. એમ૦ ૧૦

એવાં જોડાં શોભે છે એક એકથી જો;
પ્રેમે જો હળી મળી વસે વિવેકથી જો. એમ૦ ૧૧

હૃદે રાખજો કથન મણિ તુલ્ય છે જો;
ખરા પ્રેમ તણી કિંમત અમુલ્ય છે જો. એમ૦ ૧૨

મણિશંકર વિશ્વનાથ.

---

## ૪૧

## વરઘેલીની વાત.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામનેઃ—એ રાગ )

વાતલડી વરઘેલીની આવો કહું,
સાંભળજો સાચવજો હૈયા મ્હાંય જો;
ઝરમર ઝરમર વરસે જ્યારે મેહુલા,
હેઠાં હૈયાં સઉનાં ત્યારે થાય જો. ૧

કરે મજા કલ્લોલભરી આનન્દમાં,
હસતાં રમતાં ગાતાં ધરે ઉમંગ જો,
આવે સઉ તો ઘેર બહારથી આ સમે;
ત્યારે કોક પરાધીન હોય વિદેશ જો. ૨

અણસમજુ આવા જ નમેરા કંથની,
એકલડી અબળા વિરહે અકળાય જો;
સમજુ શ્યામા ત્હોય ધરે નહિ રીસ જો,
વસાડવા નહિ જાણે વરના વાંક જો. ૩

સવારમાં ઉઠે લઇ વરનું નામ જો,
મળ્યા સમો સંતોષ ધરી મલકાય જો;
સાથે રહેતાં તે, જે સોણું સાંભરે,
વર ઉપરનું વધતું જાય જ વ્હાલ જો. ૪

ઘડી રટણુ મૂકે નહિ નણદલ વીરનું,
વરના વાગે ભણકારા ચોમેર જો;
હરતાં ફરતાં વરના કરે વિચાર જો,
વરના ગુણનાં ગીતલડાં કંઇ ગાય જો. ૫

ઘેલીરે ઘેલી આવી એ બહાવરી,
એકલી કરતી વરની સાથે વાત જો;
મંદિરમાં પણ કાઢે ઘેલાં આમ જો,
જંપે વરની વાત વિના ન ઘડીક જો. ૬

સાચા હેત તણા વશીકરણે આમ જો,
વરનું પામે વધતું વધતું વ્હાલ જો;
એવી વરઘેલી વરને હૈયે વસે,
જાણે ફુલની હસતી રમતી માળ જો. ૭

લલિત.

---

૪૨

## અમારી પર્ણકુટી.

( અલબેલીરે અંબે માત જોવાને જઇએઃ—એ રાગ. )

શું સુન્દરને સુખકાર અમારી પર્ણકુટી,
થઇ રહે સ્વર્ગ સંસાર, મલિનતા દૂર બધી;

મન્દ વહે જ્યાં ઉજ્વલ નિર્ઝર અભ્ર લઇ ઉત્સંગરે,
આયુર્વર્ધક મીઠો વાયુ સૂર્ય કરે છે સ્વચ્છ, પ્રવેશી પર્ણકુટી.
શું સુન્દર૦ ૧

શરીર મનને બાળતી ચિન્તા રહે આ વાસથી દૂરરે,
ક્લેશ સહુ આવેશભર્યાથી, સતત રહે છે મુક્ત; અમારી પર્ણકુટી.
શું સુન્દર૦ ૨

શાન્તિ અનુપમ મળતી અહિંયાં, મન રહે છે સંતુષ્ટરે,
પ્રેમ વસે છે સહુને અન્તર, દેવ કૃપાથી પૂર, અમારી પર્ણકુટી.
શું સુન્દર૦ ૩

કપટ અને કો દુર્બુદ્ધિનો, નહિ અહિંયા સત્કારરે,
પાપ તણો નહિ પ્રવેશ કિંચિત્ એવી પરમપવિત્ર, અમારી૦
શું સુન્દર૦ ૪

સન્માર્ગે જે ચાલે તેને આ દુનિયા છે સ્વર્ગરે,
ઐહિક સુખની ગણના થોડી તેને આપે બોધ, અમારી૦
શું સુન્દર૦ ૫

ડાહ્યાભાઈ લક્ષ્મણ, બન્ધુસમાજ.

---

## ગૃહાશ્રમની ભાવના.

( શીખ સાસુજી દે છે રે વહુજી રૂહો ઢંગે—એ રાગ. )

વ્હેની ! હર્ષે હસું હું રે કૌતુક તુજ સંતોષતાં,
ન્હાશો આનંદ હેલીએ રે મધુર જીવનાન્તરમાં;

સાસરૂં—રમ્ય આશ્રમરે ઉમંગે આમંત્રે,
મીઠાં વિહગો કુરંગો રે વધાવે નવાશ્રિતને.

હર્ષ-ઝરણાં ત્યાં ગાને રે રમાડે હૃદય કુંળાં,
સ્નેહ-વાયુ પ્રસારે રે મધુર સુખ જીવનતણાં.

સાસુસસરા—ગુરૂજન રે ગુણી સ્વાનુભવી હૃદયે,
દેખી સુકુમારી વેલી રે હસે સત્ય વાત્સલ્યે.

રોપી મૃદુ લગ્ન—કુંજે રે, જીવનવિદ્યા-વારિ સીંચી,
સ્નેહ-વાતાવરણમાં રે, દઇ ઉષ્ણુતા જ્ઞાનની,—

આચ્છાદી કૃપાદૃષ્ટિની રે શીળી સલુણી છાયા,
રક્ષી કલેશ—કીટોથી રે, ઉછેરે કુમળી લતા.

મધુવનમાં વસન્તાં રે વડીલ અન્ય ઉપગુરૂઓ
આ વિકાસના કાર્યે રે ધરે ઉલ્લાસ ઘણો.

પ્રિય પતિ–વૃક્ષ સુન્દર રે હૃદયસંગી સમીપ વસે,
પ્રેમગ્રંથિથી તે સહ રે વીંટાતાં જીવન વિકસે.

એમ આલિંગી રહેતાં રે સદા ઉચ્ચ પ્રીતિભાવે,
વ્હાલા રમણુ રસિલા રે જીવનલ્હાવા વિલસાવે.

શુદ્ધ સ્નેહે સંધાયાં રે અંતર એકમેક ભળ્યાં,
ત્રૂટે પણ નવ છૂટે રે, સદા સંયુક્ત બન્યાં.

દૃઢ સંલગ્ન હૃદયોયે રે રેલી આત્મરસ રૂડલો,
એકતા દિવ્ય પામીયે રે ભૂલી દ્વંદ્વભાવ બધો.

આવા વૃક્ષવેલીના રે શીળા આત્મયુગલ તણાં,
યૌવનરસથી ખીલેલાં રે, બાલુડાં ફુલડાં રૂડાં,–

બાલમૃગ સમ, મધુરાં રે, રમે ઝરણાં સંગે,
કાલી મંજુલ વાણીથી રે પ્રણયરસને રંગે.

આવા દિવ્ય આનન્દે રે રસેલું જીવન વહીએ,
બ્હેની! ધર્મો આચરતાં રે પ્રભુપદે સંચરીએ.

પાન્થ, બન્ધુસમાજ.

## ૪. काव्यकल्पना.

### ૪૬

( રાગ કાફી )

પુનમ ચાંદની ખીલી પૂરી અહીં રે;
શોભે રજની સુંદર શી આજ !
હેતે રમીએ સંગાથે સૈયર આપણે રે.
સૈયર કંકણ સોનાનાં કરે ધર્યાં રે,
માંહે જડીઆં છે લીલમ મણી નંગ.—હેતે૦

(સાખી.) મળીઆં આજે આપણે ધરી સોળ શણગાર,
કર કંકણ ચૂડી ચમક, ચંદ્રતેજ એકતાર;

હીરા રત્નથી જડીત ઉરહાર છે રે,
મોતી ગુછ લળકે છે બાજુબંધ— હેતે૦

(સાખી.) અંબોડા ફુલે જડયા, સરસેંથે હિંગુળ,
કીધા કુમકુમચાંદલા, મુક્તામાળા ઉર;

આરસપારસ મણી જડેલો ચોક છે રે,
તેમાં રમતાં વસતાં હૈયે નણદલવીર— હેતે૦

(સાખી.) પેર્યાં ઝાંઝર પ્રીતથી ઝણુણુ કરે ઝણુકાર,
ફરીએ સૈયર પુંદડી આ રજનીમોઝાર;

સખી વેલીઓ ફુલી વિધવિધ ભાતનીરે,
એ તો આપે છે શી સુંદર સુગંધ.— હેતે૦

(સાખી.) કથા શિયળની સાંભળી પ્રિતમ ઉપર પ્રેમ
વધ્યો, સખી વિરહી થઇ, મળે ત્વરાથી કેમ;

પુનમ ચાંદની ખીલી પૂરી અહીં રે.

**મોરબી નાટક કંપની.**

---

૪૫

( રાગ દેશ. )

ઉગ્યો સખી સૃષ્ટિનો શણગાર હાર,
ચાલો ચાલો જોવાને ચંદ્રમા;
જોને પ્રેમઘેલી ભૂમિનો દેદાર,
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં;
હાંરે ડોલે સૃષ્ટિ આનંદમાં.

(સાખી.) ધન્ય ધરા સુંદરી તને, ચતુર ચંદ્ર તુજ કાન્ત,
શાન્તિપાઠ પઢાવતો આપીને એકાન્ત.

ધરણી પડી પતિને પાય શિક્ષા શિરે ધરે રે,
ગુણીયલ ગોરી પતિગુણ ગાય શાન્તિ ચિત્તે સ્મરે રે.

ધરોને બ્હેનો ધરતી માતાનું કહ્યું કાન,
પ્રીતેથી કરો સંસારસુધારસપાન.

(સાખી.) ચંદ્રમુખે ચીડાઈને તારાનાં મુખ શ્યામ,
સદ્‌ગુણીનું સુખ ભાળીને રમે હુષ્ટના રામ.

સખી જેને પતિનું માન,
તેનાં ગંધર્વ ગાયે ગાન;
પામે દેવી સમાન સન્માન,
રમે રમા રસિક લઈ તાન.

ધરણી પડી૦

(સાખી.) ધરણી-નાર સમ ગૃહિણીઓ સેવે સ્વામીપાય,
ચતુર ચંદ્ર સમ પતિ મળે જયજય ત્યાં ઉચરાય.

ધરણી૦

ડાહ્યાભાઇ ધોળશાજી.

૪૬

( રાગ કાફી—ધનાશ્રી. )

ગરબે રમવાને ગોરિ નીસરી રે લોલ,
તેજ કોટિ ચંદ્રનો પ્રકાશ, માસ પૂર્ણમે રે લોલ,
તાળિ દેતાં વાગે રૂમઝુમ ઝૂમખાં રે લોલ ટેક૦

દીપતે કપાળ મોતિસેરડી રે લોલ,
કંકુચંદ્ર શોભતો રસાળ કાળિ ભમ્મરે રે લોલ; તાળિ દેતાં૦ ૧

ચક્ષુ ચંચળા તે ચાલિ ચિત્તથી રે લોલ,
વદન નમ્ર માંહિ કુંળા ગાલ, બાલ શોભતી રે લોલ; તાળિ૦ ૨

કર્ણ માંહિ વાળિ વળી વાંકડી રે લોલ,
અધર તેમ કોટિ અમૃતખાણ, મધુર મુખથીરે લોલ; તાળિ૦ ૩

હોંસથી હલાવિ હસ્તવેલડી રે લોલ,
ચાલતી તું હંસતણી ચાલ, પાગ શોભતા રે લોલ; તાળિ૦ ૪

મોતી હીરાજ ગળૂબંધમાં રે લોલ,
તેજમાં તરેહવાર સેર પડે ચંદની રે લોલ; તાળિ૦ ૫

એમ ઠાઠ માઠ કરી સુંદરી રે લોલ,
કાળિ બિંદિ કામ કેરૂં ચાપ, અતિ ઓપતૂં રે લોલ; તાળિ૦ ૬

ભીમરાવ ભોળાનાથ.

૪૭

## ચંદા.

( રાગ કાફી.

( સાહેલી આતો, કાનુંડો કામણ ગારો રેઃ—એ રાગ. )

રસીલી ચંદા! હસે ભૂમિ સખી તારી રે! રસીલી ચંદા!

હસે ભૂમિ સખી તારી, રસે રંગે ખિલનારી,
વસે હર્ષ ઉર ભારી રે, રસીલી ચંદા૦ ૧

સખીપર પ્રીત કેવી? પ્રીત શિદ કળી લેવી?
નથી કંઇ જેવી તેવી રે, રસીલી ચંદા૦ ૨

નભે દૂર વસનારી, નહીં અહિં ઠરનારી,
કિન્તુ સખી મળનારી રે, રસીલી ચંદા૦ ૩

કર ચંદા તું પ્રસારી, કર મહીં ભીડનારી,
આલિંગે શું સ્નેહ ધારી રે, રસીલી ચંદા૦ ૪

રડે સખી અંધકારે, ન તમિસ્રા દુઃખ વારે,
વિયોગે વ્યથા વધારે રે, રસીલી ચંદા૦ ૫

આવી તનુપર બેસે, દયા નવ ઉર લેશે,
માર મારી દુઃખ દેશે રે, રસીલી ચંદા૦ ૬

વસે નવ દિલ શાન્તિ, બળે સ્મિતમુખકાન્તિ,
ચંદા! ત્હારી ત્હારી ભ્રાન્તિ રે, રસીલી ચંદા૦ ૭

દુઃખ સમે તવ ભાસે અરિ તમિસ્રા વિનાશે,
સખી આનંદે પ્રકાશે રે, રસીલી ચંદા૦ ૮

મહાસુખ ચુનીલાલ.

---

૪૮

## રજની-ચંદ્ર.

( રાગ ખમાચ તાલ—એક તાલ. )

( ઓ સખી! શ્રી કૃષ્ણ મને મારગમાં મળ્યાઃ—એ રાગ. )

આજની શોભા છે રળિયામણી,
સૃષ્ટિમંડળે,
તરંતાં ચંદ્રબિંબની–
આજની શોભા છે રળિયામણી.

પસરિ રહ્યાં ચંદ્રબિંબ સર્વ આ સ્થળે,
સુવતી દીસતી
રજનિ–સુન્દરી હસે–
આજની શોભા છે રળિયામણી.

શ્વેત વસ્ત્ર ધરી રજનિ વિલસતી રહી
પ્રેમઘેલી એ
બની, ઈન્દુમાં ભળી.

આજની શોભા છે રળિયામણી.

રજનિશું વિહાર ચંદ્ર પ્રેમથી કરે,
નિરખી તેહને,
હૃદય-હર્ષ ઊભરે.

આજની શોભા છે રળિયામણી.

રજનિ-ચંદ્ર સમાં આર્ય દંપતી બને,
વિમળ પ્રેમથી,
વિભુ ! એજ માગિયે,

આજની શોભા છે રળિયામણી.

કૃષ્ણરાવ ભોળાનાથ.

---

## ૪૯

## રમ્ય રજની

( સારૂં સારૂં રે સુરત શહેર મુંબાઈ અલબેલી—એ રાહ. )

કેવી ફરવા નીકળી આજ, રમ્ય રૂડી રજની !
શો શોભે સુંદર સાજ ! વ્હાલી જો સજની !—

થનથન કરતી, પગલાં ભરતી, લટકો લેતી જાય રે;
એનાં આ શુભ નખરાં જોવા મ્હારૂં મન બહુ થાય !–
રમ્ય રૂડી રજની ! ૧

કેવી આ તારકમોતીની ગુંથી ચોટલે માળ રે !
જેથી શા એના ઝગઝગતા આ આસમાની વાળ !—
રમ્ય રૂડી રજની ! ૨

ચાંલ્લો ખૂબ કપાળે દીપી નાખે સ્થિર પ્રકાશ રે;
એ અમૃત મુજ આંખે પીવા ઉરમાં રાખું આશ !–
રમ્ય રૂડી રજની ! ૩

શાંત સરોવરમાં સૂવાડ્યા તારા ઊંડા છેક રે,
જ્યાં રજનીની સુંદરતાનું સ્વપ્નું જોય દરેક !!—
રમ્ય રૂડી રજની ! ૪

ઝીણો ઘેરો સાળુ પ્હેરી, નિડર જતી સૌ ઠામ રે;
વને વિચરતી, શ્હેરે ફરતી, ફરતી સ્થળો તમામ !–
રમ્ય રૂડી રજની ! ૫

ઓ રજની ! આ તારા તુજને ઉમંગથી શી જોય રે !
તું–મુગ્ધાની મધુરી લેહે જો મલકાઈ મ્હોય !!—
રમ્ય રૂડી રજની ! ૬

હું પણ તારો એક થવાને ઇચ્છું છું બહુ ઉર રે;
તુજને જેથી પ્રેમે નિત્યે જોઇ રહું હું પૂર !—
રમ્ય રૂડી રજની ! ૭

સાગર કૂદે, પર્વત ઉઠે, નદી ધસે ધરી પ્રેમ રે !
એ સૌ તુજને મળવા તલપે, હું પણ ચાહું ન કેમ ?—
રમ્ય રૂડી રજની ! ૮

રજની ! તુજ પ્રેમે ભિંજાઇ, અદલ હું માગું એજ રે,
તુજ ઊંડા શાંતિ–હૃદયે મુજ થજો સદાની સેજ ! !–
રમ્ય રૂડી રજની ! ૯

અરદેશર ફ. ખબરદાર.

---

## ૫૦

## રાત્રિ.

( સખી સંધ્યાએ હમે સાંચર્યાં રે જમુનાની તીરે,
હાંહાં રે જમુનાની તીરેઃ—એ રાગ. )

જ્વલંત ઝળહળ જ્યોતનો રે સાળુ રૂડા ર્‌હેરી.
હાં હાંરે સાળુ રૂડા ર્‌હેરી.
ચમકતિ મહિં ટપકી ઝિણી રે તારાની વેરી, હાંહાં રે૦ ૧

મધ્ય ભાળ શુભ ચાંદલો રે ચ્હોડયો છ રૂપેરી, હાં હાંરે૦—
બની ઠની રજની! રૂડી રે લહિ કાન્તિ અનેરી, હાંહાંરે લહિ૦ ૨

ક્ય્હાં ચાલી ચપળા! કહે રે? પ્રિય કોણ કર્યો છે? હાંહાંરે પ્રિય૦
કોણ ચિત્ત ચમકાવવા રે શુભ વેષ ધર્યો છે? હાંહાંરે શુભ૦ ૩

ધરે તું નિત્ય નિત્ય જૂજવાં રે કંઇ રૂપ રસીલાં,—હાંહાંરે કંઇ૦
કદી કાળી રૂડી ચુંદડી રે ધરી કરતી લીલા. હાંહાંરે ધરિ૦ ૪

કદી સાદી ઘન શામળી રે સાડી પર, હોડે, હાંહાંરે સાડી૦
શાલ ગાહિ, તુજ કાજ જો રે ગુંથિ મેઘે કોડે; હાંહાંરે ગુંથિ૦ ૫

એમ રૂપ રળિયામણાં રે ધરિ નવનવ નાચે, હાંહાંરે ધરિ૦
કૂહોનું કાળજું કોરવા રે? મુજને કહે સાચે. હાંહાંરે મુજને૦ ૬

ન હોય પ્રિય દિનરાય તો રે જાય તું નવ પાસે, હાંહાંરે જાય૦
ઉપા સપત્ની ભેટતો રે નિરખી તું ન્હાસે. હાંહાંરે નિરખી૦ ૭

કયમ તનડે નિજ ત્યાહરે રે શણગાર તું સાજે? હાંહાંરે શણગાર૦
કોઇ મનડું લલચાવવા રે? કે નિજ રૂચિ કાજે? હાંહાંરે કે૦૮

નહીંજ મુજ દિનરાય કે રે પ્રિય અવર ન કહેશો, હાંહાંરે પ્રિય૦
ન કોઈ ચિત્ત લલચાવવા રે ધરૂં અભિનવ વેશો; હાંહાંરે ધરૂં૦૯

એક મનડું મુજ રંજવા રે વિવિધ વસન ધારૂં, હાંહાંરે વિવિધ૦
કે કવિજનચિત ચોરવા રે ધરૂં રૂપ હું ચારૂ, હાંહાંરે ધરૂં૦૧૦

નરસિંહરાવ ભોળાનાથ.

---

૫૧

## સાંજની શોભા

( રાગ ખમાચ. )

સાંજની શોભા તો રળિયામણી,
હાંરે હીંગળોકીયાં તરતાં તેજ બિંબની, હોજીરે, સાંજની૦

હાંરે બાવળઝાડિમાંથી સૂર્ય અસ્ત જોઇને,
હાંરે સિંદુર રંગથી, ન કેમ રહું મોહીને,
હોજીરે, સાંજની૦ ૧

હાંરે રૂડાં ખેતરો ખુલાં તે પાસ તેડતાં;
હાંરે રંગિન બાવળો, તે આંખ રંગ ખેલતાં,
હોજીરે, સાંજની૦ ૨

હાંરે ગયો સૂર્ય, વધ્યોજ ચંદ્ર તેજમાં,
હાંરે સાથ દીસતો, તે શુક્ર વળી સેજમાં,
હોજીરે, સાંજની૦ ૩

હાંરે લીલા બહુ મચી વિશાળ ગામગોંદરે,
હાંરે જોયું નર્મદે, સુંદર ગામ આજ રે,
હોજીરે, સાંજની૦ ૪

કવિ નર્મદાશંકર લાલશંકર.

---

## ૫૨

( રાગ બિભાસ અને મ્હાડ. )

( રઘુપતિ રામ હૃદયમાં રે'જો રે:—એ રાગ. )

જુઓ ગુલજાર વસંત સાહેલીઓ.
આવી સુંદર રંગ રસીલી,
જુવો ગુલજાર વસંત સાહેલીઓ.

નવ પલ્લવ પુષ્પ કળીને જો,
દે છે શોભા સુરમ્ય મહીને જો;
રમે ચિત્ર દેખાવો જોઇને,
જુઓ ગુલજાર વસંત સાહેલીઓ. આવી૦

ગીત ગાય કોયલ સુખ પામી જો,
કરે નૃત્ય મયુર વણખામી જો;
ક્રીડા કરવે કુદે મૃગ હરણી,
જુઓ ગુલજાર વસંત સાહેલીઓ. આવી૦

તૃપ્તિ પામે ભ્રમર મધુપાને જો,
આવે વિહંગ ગુંજારવા કાને જો;
ઋતુબહાર ચાલો લુંટવાને,
જુઓ ગુલજાર વસંત સાહેલીઓ. આવી૦

શંકર બાપુજી.

**૪૩**

( રાગ સોરઠ—ત્રિતાલ. )

( મોરે ઘર આજ રંગીલી રેન, પ્રિતમ પોરાવું ના મહારાજ:—એ ચાલ.)

સુખદ આ વસંતમાં ભુલિ ભાન, વિવશ તું કાં બની સજની ?
વિખરિ તુજ વાળ રહ્યા ઢરિ ભાળ, વિવશ તું કાં બની સજની ?

લ્હેરંતી જ્યોત્સ્ના આકાશે, ચંદા સ્મિત નિજ તેથી પ્રકાશે,
ઢાલંતિ મલ્લિકા ચોપાસે ઢગલિયો સુગંધની સજની.
સુખદ આ વસંતમાં૦

જો શું બપૈઆ બોલ ઉચ્ચારે પિઉ પિઉ કરિ શા મધુર પુકારે,
કુહૂ કુહૂ સહુ કુંજાગારે, વાણિ કોકિલા તણી સજની.
સુખદ આ વસંતમાં૦

હસે ચંદ જો મધુરે હાસે, આ મુખચંદ મલિન કાં ભાસે ?
કરે ગાન પંખી ઉલ્લાસે, અબોલા તું કા ઘણી સજની?!
સુખદ આ વસંતમાં૦

ચાલ્ય કુંજ વિણિ માલતિ ખીલી માળા ગુંથિયે ઉઠય હઠીલી?
ગિતડાં ગાઈ ગાઈ રસીલી ! સુખે ગાળિયે રજની સજની.
સુખદ આ વસંતમાં૦

**નરસિંહરાવ ભોળાનાથ.**

## ૫૪

## કોયલ.

( કામણ દીસે છે અલબેલા ત્હારી આંખમાં રે:—એ રાગ. )

વ્હેની, સાંભળ્ય પેલી કોયલડી તરૂવૃન્દમાં રે,
ગાતી છંદમાં રે, પ્યારી૦

શાન્ત રજનીમાં ચમકિ ચાંદની,
જો આછી પથરાઇ વાદળી,
આવે ટહુકો અનિલલ્હેર કંઈ મંદમાં રે,
ગાતી૦ પ્યારી૦

વ્હેની ! એ તુજને બોલાવે,
મીઠી મીઠીને મન ભાવે,
દેની ટહુકો પાછો કોમળ કંઠમાં રે,
ગાતી૦ પ્યારી૦

કુહૂ કુહૂ કરિ જો ફરિ આવ્યો,
મીઠો રવ અમિરસ જો લાવ્યો,
કોયલડી રહિ છુપી ઝાડના ઝુંડમાં રે,
ગાતી૦ પ્યારી૦

ચાલો પ્રિય ! સુણિયે એ મીઠી,
મ્હેં મધુરી ગાનનદી દીઠી,
ચળકંતી ચાલે જે પેલા ચંદમાં રે,
ગાતી છંદમાં રે.

મ્હેની સાંભળ્ય પેલી કોયલડી તરૂવૃન્દમાં રે.

નરસિંહરાવ ભોળાનાથ.

---

## ૫૫

## પ્રેમમંદિર.

*( કાફી )

વ્હાલા ! પધારો મ્હારે મંદિરે રે લોલ !
મંદિરે પવિત્ર વસે પ્રેમ જો;
વ્હાલા ! પધારો મ્હારે મંદિરે રે લોલ.
રજની વધાવે રૂડા ચંદ્રને રે લોલ,
વ્હાલાને વધાવું હુંય તેમ જો; વ્હાલા ! પધારો૦

* "જુગટુ રમતાં નળરાય ૯૦" એ ગરબીના સાખીના ભાગની પેઠે ગવાય છે.

મંદિરે વગાડો સ્નેહઘંટડી રે લોલ,
ઘંટડીની તાને રાખું ધ્યાન જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

ચાલો પૂજીએ પ્રેમદેવને રે લોલ,
એક બની ગાશું ઉરગાન જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

આંસુડાં ઉભરાય મ્હારે અંતરે રે લોલ,
વ્હાલા વિના તે ઝીલે કોણ જો?
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

કુસુમકળી વેરાય ઉરની રે લોલ,
વ્હાલા વિના રે ખીલે કોણ જો?
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

મંદિરે ચઢાવો અમર ફૂલડાં રે લોલ,
ઉરમાં ભરીશ હું સુવાસ જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

આવો, ભૂલીને જગવાતડી રે લોલ,
હસિયે તે સ્નેહતણું હાસ જો!
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

**અરદેશર. ફ. ખબરદાર.**

## ૫૬

### હાલરડું.

( રાગ ઉપર મુજબ. )

વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ,
પ્રાણના પ્રકાશ છે પ્રફુલ્લ જો,
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

આશાનો જડેલ મ્હારો માંડવો રે લોલ,
ગુંથી સૌભાગ્ય કેરી વેલ્ય જો,
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

આવો પીયૂષ પાણી ઉરનાં રે લોલ,
નેત્ર માંહિ આંજું રૂડાં તેજ જો;
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

પ્રેમનું ઘડાવું રૂડું પારણું રે લોલ,
શોભાના બંધાવું હું હિંદોળ જો;
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

પ્રભુની કરૂણાકલા શાં આવજો રે લોલ,
હસજો કંઇ બાલ ! ઊંડા હાસ જો;
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

ન્હાનાલાલ દલપતરામ.

## ૫૭

## પ્રેમ સરોવર.

( રાગ માઢાડ. )

ભરછક સરવર ઝુલતું રે,
રમવાને ત્યહાં રૂડું ચાલ્ય મ્હારા વ્હાલમા !

કાંઠે વિરલ ફુલ ઉગીયાં રે,
ત્હેની ગૂંથીશું વરમાળ મ્હારા વ્હાલમા !

રૂડાં ફુલ રૂડલું સરોવરે રે,
રૂડલા અતિશય આપ મ્હારા વ્હાલમા !

કુંજના તરુને છાંયડે રે,
ભૂલશું જગત પરિતાપ મ્હારા વ્હાલમા !

નીતિ શી નાજુક વેલ્યના રે,
હીંચશું હિંડોળે, ચાલ્ય મ્હારા વ્હાલમા !

સત્કર્મોનાં બીજ રોપશું રે,
પુટશે સદ્‌ભાવ કેરા ફાલ મ્હારા વ્હાલમા !

પ્રેમી જનો તે પોષશે રે,
પાસે પ્રેમનું નીર મ્હારા વ્હાલમા !

પ્રીતમ ! શાં પરિમલ પલ્લવે રે,
વિનય વિલાસ કેરાં ચીર મ્હારા વ્હાલમા !

ત્હેને જઇ પ્રિય ! રોપીએ રે,
રોપતાં પ્રિય ! વાધે છે વ્હાલ મ્હારા વ્હાલમા !

ઉઠય, ઉઠય, પ્રીતમ ! ઉઠયને રે,
પ્રેમ સરોવર ચાલ્ય મ્હારા વ્હાલમા !

ન્હાનાલાલ દલપતરામ.

---

## ૫૮

## સાન્ધ્ય ઘનદ્વીપ.

( કામણુ દીસે છે અલબેલા ત્હારી આંખમાં રે:—એ રાગ. )

વ્હાલી ! પેલો જો ! ઘનદ્વીપ પડયો આકાશમાંરે,
કનકમય હાસમાં રે. વ્હાલી૦

ચંદા, તારા, ઉત્સુક ઉભી,
સાન્ધ્ય દ્વીપની જોવા ખૂબી,
રહી ઝઝૂમી જો ઊંચા આવાસમાં રે;
કુતુકમય હાસમાં રે. વ્હાલી૦ ૧

એ દ્વીપ અલૌકિક રસ ભરિયો,
અનેક ત્ય્હાં પડી અમર નગરિયો;
સુન્દરતાનાં સરોવરો એ વાસમાં રે,
રજતમય હાસમાં રે. વ્હાલી૦ ૨

એ સરવરમાં સ્નાન કરંતી,
જ્યોત્સ્નામય વપુવાન ધરંતી;
દૈવી લલના રમતી લલિત વિલાસમાં રે.
વિમલ મૃદુ હાસમાં રે. વ્હાલી૦ ૩

એ લલનાને તું ઓળખતી,
ઓળખી મ્હેં પણ એ દિવ્ય રતિ,
દર્શન જે દે કદિ આ મર્ત્ય નિવાસમાં રે;
પ્રેમમય હાસમાં રે. વ્હાલી૦ ૪

ચાલ્ય વ્હાલિ! એ દ્વીપે વશિયે,
એ લલના સંગે કંઇ હશિયે,
તરિયે સુન્દરતાસરમાં ઉલ્લાસમાં રે;
હૃદયવિકાસમાં રે. વ્હાલી૦ ૫

ચન્દ્ર કિરણુથી તારક ફૂલની,
માળા ગૂંથી અણુગણુ મૂલની,
બાંધીએ લલનાને હેના પાશમાંરે;
કાંઈ વિલાસમાં રે. વ્હાલી૦ ૬

ગૂંથાઈ એ માળાથી સર્વે,—
તું, હું, એ લલના કંઈ ગર્વે;
રમિયે, રમિયે, કાંઈ અલૌકિક રાસમાં રે,
નિરન્તર હાસમાં રે. વ્હાલી૦ ૭

**નરસિંહરાવ ભોળાનાથ.**

---

૫૯

## અનંત કુદડી.

( અંબા જોવાની આડી રે મ્હારા મનમાં છે માડી:—એ રાગ. )

વ્હાલાં રમીએ ઉમંગે, ફરતાં કુદડી અનંત, વ્હાલાં૦
શીતલ નિર્મળ, શ્વેત નયનહર, શાંત ચળકતી ચાંદની સુખકર,
જામી રહી કેવી રમ્ય—વ્હાલાં૦

(સાખી)સ્નાનંપાન અમિનું કરી, લલિત ભવ્ય લ્યો લ્હાવ,
મીઠી આજની રાતડી, કડવી આવતી કાલ.

લુખા દિવસની રાતજ લીસી, ઊંડા નયની આંસુની લીટી
લુછતા લઇ અનુકમ્પ—વ્હાલાં૦

સ્કંધે સ્વજનને વિશ્રંભને સ્થળ, ભૂલી જઇ ગત વાતડી પળ પળ,
ગળતાં મહિં ભુજબંધ—વ્હાલાં૦

(સાખી)સ્નેહધરી સુરખી ભરી, પર ફરતાં દ્રગદ્વંદ્વ,
દેખે દશ બ્રહ્માંડમાં, પ્રિયજનમય કંઇ રંગ.

એ રંગમાં રસબોળ રહીને, ગુપ્તકળા નીરખી પ્રિય જનને
સૂચવતાં કંઇ મર્મ—વ્હાલાં•

લલિત.

---

૬૦

## કોકિલા.

( ઓધવજી સંદેશો કહેજો સ્યામને:—એ રાગ )

હે અમૃતસાગર મધુકંઠી કોકિલા !
છે તુજ સ્વર તો જગનું તીર્થસ્થાન જો!
સૂર ઉઠે કેવા તુજ કંઠવીણાતણા !
સંગ-હ્રદયને પીગળાવે તુજ ગાન જો. ૧

તું અમૃતસાગરથી તરંગો ઉછળી,
જે ધરણીહ્રદયે આવી અથડાય જો,
તે સૂકા વનની મૂર્તિ પલટાઇને,
લીલું કુંજાગાર તુરત શું થાય જો ! ૨

એ દેવી ગુણ તુજમાં કયાંથી આવિયો ?
મોહદંડ કોણે તુજને આપ્યોજ જો ?
કયાં તપે તું પામી એ વરદાન કે
તુંજ વસંતતણો બની છે અમીહોજ જો ? ૩

ત્હારા મધુરા કંઠથકી તુજ ગાનનાં,
ટપટપ બિંદુ જેમ ટપકતાં જાય જો,
તેમ ઉઘાડેલું આ મુખ વસંતનું;
તે ઝીલી લેતું કંઇ કંઇ છિપાય જો ! ૪

કૂઉ કૂઉ 'બેવડ બૂમ' જ પાડતો,
વૃક્ષે વૃક્ષે તુજ સ્વર ઉડે જેમ જો,
તીણો નાદ હૃદયમાં એ ઉતરી જઇ,
જનચક્ષુ તુજ પૂંઠ દોડાવે તેમ જો ! ૫

પડઘો પોતે તો કદી દેખાતો નથી,
તેમ અદૃશ્ય રહી તું પાડે રીડ જો;
તે પીગળતી જઇ ઉંડીજ હવા વિશે,
પીગળાવી નાખે અંતરની પીડ જો ! ૬

એકલડો માંદો ઝુરતો શય્યા વિશે,
જાગે સુણીને ત્હારી તીણી હાક જો;
અરધું દુઃખ પીગળાવી ત્હારા સૂર સહુ,
વાટ જુએ ફરી સુણવા ત્હારી વાક જો ! ૭

ખીલી પુષ્પ સુવાસિત કોમળતા ધરે,
તે તો સુણીને ત્હારી મધુરી વાણુ જો !
પ્રભાત જેવી તું આનંદી છે સદા,
તુંજ વસંતતણો છે પ્યારો પ્રાણ જો ! ૮

જયજય, જયજય ! હે મધુકંઠી કોકિલા !
આ જગ તો છે કઠોરતાનો વંશ જો;
તેમાં જય મેળવશે જે અહિં રાખશે
તુજ વિનયી અમીવાણીનો શત અંશ જો ! ૯

વસંતલીલામાં રમતી, હે લાડકી !
લાવે છે મુજ માટે તું કંઇ ગુંજ જો;
તે સુણતાં મોહક વાણી તુજ પામીને,
અદલ બનો મ્હારો પણ લીલો કુંજ જો ! ૧૦

અરદેશર ફ. ખબરદાર.

૬૧

## દિવ્ય સુન્દરીઓનું ગાન.

(લોચન મનનો રે, કે ઝગડો લોચન મનનો:—એ રાગ.)

“તેજે ઘડયાં અમ-અંગ, અમોલાં તેજે ઘડયાં છે;
કરિયે ન તિમિરનો સંગ, તિમિર અમ વેરી ઠર્યાં છે.

(સાખી.) દિવ્ય લોકમાં ઘૂમતાં ફરિયે સહુ રસભેર,
ને પ્રેમે કંઈ રેડિયે મર્ત્ય લોકે અમીની સેર,
અમોલી સેર અમીની.—તેજે ઘડયાં૦"

ચંદા—

(સાખી) 'પ્રેમીજોડાં કલહમાં રીસાએ ક્ષણવાર,
ત્હેનાં હૃદયે રેડતી ચંદા હું પ્રેમ-અમીની ધાર,
રસીલી ધાર અમીની.'—"તેજે ઘડયાં૦"

"મુગ્ધા સૂતી અગાશિયે ચિન્તનમાં દૂહોળાય,
સીંચી ત્હેના હૃદયને ખિલવું પ્રેમકળી હું કાંઇ,
ઉજળીશી પ્રેમકળી હું.'—"તેજે ઘડયાં૦"

શુક્રતારા—

(સાખી) 'હાસ કરતું આકાશમાં નિરખે ન્હાનું બાળ,
ત્હેને હૃદયે રોપું હું શુક્રતારા કવિત્વ રસાળ,
અતિ ગૂઢ બીજ કવિતનું.'—"તેજે ઘડયાં૦"

'હૃદય વિકસી કવિજન ઉભો નિરખે અનિમિષ નેન,
ત્યહાં ઝરતી હું પ્રેમથી કાંઇ કવિત સરિતનાં વ્હેણ,'
કવિતની દિવ્ય સરિતનાં.'—"તેજે ઘડયાં૦"

તારાસખી—

(સાખી) 'ચિત્રકાર કવિમિત્ર જે ઊભો ફલકકૂમીપ,
તત્ત્વદર્શિ ત્હેને હૃદય પ્રગટાવું હું પ્રતિભાદીપ,
પૂર્યો દિવ્ય દીપ અમીએ.'—"તેજે ઘડ્યાં૦"

ત્રણે ગગનસુન્દરી—

(સાખી) "હમે તેજનાં બાળ સહુ, સીંચીને નિજ નૂર,
મનુજહૃદય ગુંગળાવતું હરિયે અન્ધતિમિરનું પૂર,
હર્યંરિપુ પૂર તિમિરનું.—"તેજે ઘડ્યાં૦"

નરસિંહરાવ ભોળાનાથ.

---

૬૨

## દિવ્ય ગાયકગણ.

( રાગ ઉપર પ્રમાણે. )

"આવો બધાં દિવ્યબાળ ! અમરભૂમિ આંગણે આવો;
ગાઓ સંગીત રસાળ ભવ્યને મધુરૂં ગાઓ.
આવો૦

(સાખી.)"પ્રકૃતિદેવીનાં બાળ સહુ આપણ મળિયાં આજ,
ગાઓ પુરૂષના રૂપની કાંઇ ઝાંખી કરવા કાજ,
દિવ્ય ઝાંખી જ્યોતિ અનુપની."

સિન્ધુ-

(સાખી) 'સેવું પરમ પુરૂષને, અનુભવું અવિરત પ્રેમ,
તોય હજી નવ થઈ મુને ઝાંખી એહની ક્ષણભર કેમ?
દિવ્ય ઝાંખી જ્યોતિ ગહનની.'

ચન્દ્ર—

(સાખી) 'અણુગણુતારાગણભર્યું ઘૂમું ગગન અનંત,
ને મુજ કુંભથી રેડીને રસું આનંદ રસથી દિગંત,
અમી ઝરતા આનંદે;

મર્ત્ય લોકના કલહને દ્વેષ મોહ અંધાર,
ફેડી નાંખી ક્ષણ મહિ રેલું શાન્તિતણી ધીરી ધાર,
શાન્તિની દિવ્ય સરિતની;

અમીદીપ લઇ કરવિષે કરૂં નૃત્ય અવિરામ;-
સેવું પરમ પુરૂષને પૂર્ણ પ્રેમથકી હું આમ,
અમર એ આદિપુરૂષને.

એહ પુરૂષનું પ્રેરિયું અમી મુજ રગરગ આજ
વેગે કંઇ ઉછળી રહ્યું હેની ઝાંખી થવાને કાજ;
ભવ્ય ઝાંખી જ્યોતિ અતુલની.'

ઉષા—

(સાખી.)'એવું પરમ પુરૂષ જે નિશદિન હું આ પેર,
કરવા ઝાંખી તે તણી આવી આજ હું તો રસભેર;
ઝાંખી એ જ્યોતિ મધુરની.'

( સિન્ધુ—ચન્દ્ર—ઉષા—ત્રણે.)—

(સાખી.)"પ્રકૃતિ માતનાં બાળ ઓ ? આવો સત્વર આજ,
ટોળે મળીને ભાવથી ગાન અનુપમ ગાવા કાજ,
સ્તુતિગાન પરમ પુરૂષનાં.

ધૂમકેતુ ! બ્રહ્માંડમાં ભમતાં થંભો આજ;
તારાગણ ઓ ચમકતા ! અને ઝગઝગતા રવિરાજ !
સ્તુતિગાન રૂડું મચાવો.
આવો બધાં દિવ્ય બાળ !"

નરસિંહરાવ ભોળાનાથ.

---

૬૩

## કોકિલાને.

( રાગ કાફી મલાડ. )

( સુખડે રચ્યાં રે કમાડ, શ્રીખંડે ધોળ્યા ઓરડારે:—એ રાગ. )

નીલ લીલમ સમાં લાલ ગાલે બેઠાં તમે જે તણે રે,
એવા રૂડા આંબલીયાની ડાળ મુકીને, કોયલ ક્યાં ગયાં રે !

ઊંચે સોહે પ્રભાતના રંગ રાતા રાતા આભમાં રે,
તેવા નાચે નીચે આંબામ્હોર ! મૂકીને૦

ફાલ્યો ફાલ્યો આંબલિયો આ કાળ વસંત સમીરમાં રે,
સુનો તોય તમો વિના આજ. મુકીને૦

કાળા કાળા ભેદી જાડા મેઘ, કિરણ શશિલેખાનાં રે,
ઠારે આંખ, ન લેખા જણાય ! મુકીને૦

ભેદી તિમિર તણાં પડ એમ ઊંડાં ગાણાં તમ તણાં રે,
શુણે કાન, તમો ન દેખાવ ! મુકીને૦

શશિ રેખાની સુંવાળી જાત નદીના તરંગમાં રે,
ઊંચી નીચી ન્હાની મ્હોટી થાય. મુકીને૦

નૈક લ્હેરીમાં નૈકજ થાય, પરપોટાના ઉરમાં રે,
બેસી વ્હેતી વ્હેતી સરી જાય:— મુકીને૦

તેમ આજ ઘણાં અમ ઉર તેમાં ગાન તમતણું રે,
એક લપસે બની શતકાય ! મુકીને૦

ઊંચી નીચી ઘણી વીચિમાળ ઉપર બાણ સમ સરી રે,
જોતાજોતામાં શફરી જાય. મુકીને૦

તેમ તિમિરતરંગની માળ ઉપર ગાન તમતણું રે,
લીસું લીસું આજે સરી જાય ! મુકીને૦

અર્ધ નિદ્રાસમે પ્રિયસ્પર્શસમું કૂજ્યું તમતણું રે,
ચમકાવે અમારાં ચિત્ત ! મુકીને૦

ભર નિદ્રા સમે પ્રિય સ્પર્શસમુ કૂજ્યું તમતણું રે,
અમ ઉરમાં ભરે સુખસ્વપ્ન ! મુકીને૦

રૂડે ચાંદલે રમ્ય કલંક, તેવા તમે સરવરે રે,
ચંચૂ ભરતાં ભાસો તે કાસાર. મુકીને૦

કળી કુસુમતણી ! તમ વાસ આવે આ તિમિરમાં રે,
કુંળી પાંખડીઓ ન દેખાય. મુકીને૦

તેજ તારા તણું દેખાય ઝીણું ઊંચું આભમાં રે,
તારો જોવાય ના, ન ઝલાય ! મુકીને૦

તેવું ગાન તમારૂં, શુણાય ઉંડું ઊંડાણુમાં રે,
તમો દેખાવ ના, ન ઝલાવ ! મુકીને૦

ગોવર્ધનરામ માધવરામ.

# ૭. વિવિધ.

## ૬૪

( મોહનજીએ મોકલ્યું રે મોસાળું:—એ રાગ. )

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો,
તારા ગજરાનો માનીશું મજરો. માલણ૦

તારા ગજરાનું આપીશું મુલ,
માંહી ગુંથજે ગુલાબનું ફુલ;
જે તું કહીશ તે કરશું કબુલ. માલણ૦

જેવી તારી હોય ચતુરાઇ,
તેવી કરજે તેની સરસાઇ;
કાંઇ બાકી ન રાખીશ બાઇ. માલણ૦

એવી કરજે કારીગરી એમાં,
જુગ્તિ હોય જોવા જેવી જેમાં;
મોહ પામે મુનિવર તેમાં. માલણ૦

વર લાડકડાને રે કાજે,
એવો ગુંથજે ગજરો તું આજે;
જેવો છત્રપતિને છાજે. માલણ૦

એમાં જુગ્તિ જોવાજોગ જાણી,
જુએ અંગમાં ઉમંગ આણી,
રીઝે રાજા અને વળી રાણી. માલણ૦

તને આપીશ હીરાનો હાર,
વળી સોળ સારા શણગાર;
ઉપર હેમની મોહોર હજાર. માલણ૦

કવિતાની કીમ્મત ઉર આણે,
એજ ગજરાનું મૂલ પ્રમાણે;
દાખે દલપત બીજા શું જાણે. માલણ૦

કવિ દલપતરામ ડાહ્યાભાઇ.

---

૬૫

( કાફી. )

વટસાવિત્રિ વ્રત આજ, પૂરણ કરીએ રે,
લઇ કુમકુમ અક્ષત હાથ, ફૂળ તો ધરીએ રે;
છે પવિત્ર વસ્ત્રો બેન, આપણ અંગે રે,
કરો પૂજન વડનું આજ, સૈયર સંગે રે.

વિધિ આ વ્રત તણીરે સાચવો તમો;
તો તો મંગળ તમારૂ થાય રે,
આયુષ્યે પ્યારા પતિનું રે વધારશો
શાસ્ત્ર વિષે સુંદરતા શી એની લખી;
તેથી તમારૂ રૂડું થાય રે, આયુષ્ય૦

કંકણુ કર વિષે ચમકે તમારાં;
અંબોડા શિરપર શોભે છે સારા;
એ સહુ રેહેશે રૂપાળાં, વ્રતની વિધ્ધિ સંભાળો.
ઝાંઝરનો ઝુમકારો તમારો,
લટકો મટકો ને ચટકો તમારો;
ખટકો હોય જો પ્યારો, વ્રતની વિધિ સંભાળો.

**મોરબી નાટક કંપની.**

---

૬૬

**સાચાં સુખ.**

( "હવે નહિ જાઉં મહી વેચંવારે લોલ."-એ રાગ. )

**સાચાં તે સુખ પરલોકનાં રે લોલ.**
**વૈભવો વિનાશકારી વિશ્વના રે લોલ,**
**ભોગભર્યા રોગના તમામ, સુખ ક્યાં મળે રે લોલ,**
**સાચાં તે સુખ પરલોકનાં રે લોલ. ૧**

સુખ મળે છે જે સમાગમે રે લોલ,
આખરે વિયોગ કેરૂં કષ્ટ તેની સાથ છે રે લોલ. સાચાં૦ ૨

સુખ માટે સર્વ જો લઢી મરે રે લોલ,
મેળવીને શાંતિ નવ થાય, અધિકું ચહેરે લોલ સાચાં૦ ૩

સુખડાં ને દુ:ખડાંનો ખીચડો રે લોલ,
પામશે જે પ્રીત ધરી ખાય, પછી બરબડે રે લોલ સાચાં૦ ૪

નિર્મળાં છે સુખ પરલોકનાં રે લોલ,
દુ:ખનું ન નામ કે નિશાન સંત લોકને રે લોલ. સાચાં૦ ૫

દુ:ખડાં ન હોય ત્યાં દુકાળનાં રે લોલ,
ચોર કે ચકોરની ન બ્હીક લેશ લોકને રે લોલ. સાચાં૦ ૬

દેહ નથી વ્યાધિથી વીંટાયલા રે લોલ,
આધિ કે ઉપાધિ રહે દૂર સંત લોકથી રે લોલ. સાચાં૦ ૭

કષ્ટ નથી કારમાં વિયોગનાં રે લોલ,
મોત નથી મારતાં ત્યાં ઝડપ ઝટ જીવને રે લોલ. સાચાં૦ ૮

બાપાલાલ ભાઇશંકર.

---

## ૬૭

## સ્નેહનો દીવો.

( નાથ કૈસે ગજકો બંધ છુડાયો—એ રાહ. )

અહા સખિ ! સ્નેહદીવો કેવો ન્યારો !
દિવ્ય સ્નેહદીપ કેવો ન્યારો. અહા૦

પરમાત્મા કેરો શીતળ તણખો, વિશ્વ વિષે વસનારો;
અંતર્યામી અદૃષ્ટ રહીને, ત્રિભુવનને દોરનારો.
અહા૦ ૧

મનુષ્યહૃદય તણા ફાનસે પ્રકટી, સંસાર પ્રકાશનારો;
હૃદયના કાચના રંગ પ્રમાણે, જીવનને રંગનારો.
અહા૦ ૨

અન્ય અનુકૂળ દીપક મળતાં, પ્રફુલ્લતા પામનારો;
સ્હેજ ખુલ્લા ફાનસથી, સર્વ કિરણો એક જ દિશ પ્રેરનારો.
અહા૦ ૩

માત–બાળક, પતિ–પત્ની રસિલાં, ઈશ–ભક્ત ભજનારો;
એ ત્રણ સ્થાન તણાં જોડલામાં; પૂર્ણ સ્વરૂપે રહેનારો.
અહા૦ ૪

વાત્સલ્ય, પ્રીતિ, કે ભક્તિને નામે, જીવન સ્ફુરાવનારો;
ધારી નામ સમ્બન્ધ પ્રમાણે, પ્રિય દીપસહ ભળનારો.
અહા૦ ૫

રબ્બરતંતુ સમાં કિરણોથી હૃદયયુગલ સાંધનારો;
અંતરવૃદ્ધિ સહી ન, પરસ્પર તીવ્ર બળે ખેંચનારો.

અહો૦ ૬

સ્વાર્થ, પ્રમાદ ને વ્હેમની ઉપર અંધારપટ ઢાંકનારો;
સ્વાર્પણ, શ્રદ્ધા, સહનશીલતાનાં બિમ્બ હૃદયે છાપનારો.

અહો૦ ૭

સુખ, દુઃખ, વૃત્તિ, વિચાર, રૂચિમાં સમાનતા પૂરનારો;
અભેદ-રંગથી રંગી બન્નેનું એકપણું રચનારો.

અહો૦ ૮

ચોપાસ ખુલ્લા વિરલ કોઇ હૃદયેથી સહુ જ્યોતિ વિસ્તારનારો;
સર્વ જગત ગણી આત્મસ્વરૂપે, વિશ્વવિહારી થનારો.

અહો૦ ૯

પાન્થ, બન્ધુસમાજ.

---

૬૮

## કાન્તનું પ્રસાદન.

( કામણ દિસે છે અલબેલા ત્હારી આંખમાં રે.—એ રાગ. )

વ્હાલા મધુકર આજે આમ વિમુખ શાને રહે રે !!
કૃપા કરીને કહે રે. વ્હાલા૦

વલ્લભ જો જરી તો મુજ સ્હામે,
કમલિની આ તુજનેજ પ્રણામે;
રસિક કાન્ત! મુજ વિનતિ કાં ચિત ના લહે રે,
પ્રણયઘેલી ચહે રે. વ્હાલા૦

ક્યાં ગઇ પ્રીતિભરી તુજ દૃષ્ટિ!
ક્યાં ગઈ શિત શબ્દામૃતવૃષ્ટિ!
કેમ ન સ્નેહાલાપ કરે મ્હારી સહેરે, ? !
મનડું દુઃખ ના સહે રે, વ્હાલા૦

શું વિસર્યો મૃદુ ભાવ પૂર્વનો?
કે વિસર્યો રસ મિષ્ટ શું મુજનો?
ભોગી શ્યામળા! મ્હારા સમ જો ના કહે રે,-
રિસે શાને રહે રે, વ્હાલા૦

પ્રિયતમ! આવ હૃદય સહ જોડું,
ના, નહિ હું પ્રીતિબન્ધન છોડું;
ઇન્દુ અને શશ ભિન્ન પરસ્પર ના રહે રે,
સદા સંગે રહે રે. વ્હાલા૦

પાન્થ, બન્ધુસમાજ.

---

૬૯

## નળદમયંતી.

( કાફી. )

જુગટું રમતાં નળરાય આજે હાર્યો છે,
પુષ્કર જેને કલિપક્ષ તે બહુ ફાવ્યો છે;
વરતાવી પુરમાં આણ પડો વજડાવ્યો છે,
વન જાવા નળને સદ્ય હુકમ કાઢયો છે.

સરવે તજીને નળ નીકળ્યો વને;
અંગે ધર્યું છે વસ્ત્ર એક જો,
નૈષધનાથ આજ જાય છે વને.
દમયંતી કાજ કલિ કોપીઓ અતિ;
કોઇએ ન આપ્યું અન્નપાણી જો,
નૈષધનાથ આજ જાય છે વને.

નળ દમયંતીને વાત જણાવે,
સુણી દમયંતી આવેરે, નળની પાસ આવે.

સતી આવી નળની પાસ રડતી વિનવે છે,
પતિચરણ નમાવી શીશ અરજી ઉચરે છે.

સંગે સર્વે સમયે રાખજો પતિ;
કહું સુખે દુઃખે મિઠી વાત જો,

નૈષધનાથ તજી ના જશો વને.
સ્વામીવિખુટી કદી નારી ના રહે;
જળથી જુદું ન રહે મીન જો,
નૈષધનાથ તજી ના જશો વને.

એકલડી પતિ હું કેમ રહું,
દુનિયાદારીનાં દુઃખ કેમ સહું,
આજે તમને ન તજું હું, તમને કેમ તજું.

સુખદુઃખમાં દિલની વાત કયાં જઇ કંથ કહું ?
જીવતી છું હું પતિવિયોગ વ્હોરી કેમ લહું ?

છાયા હું નાથ તમે શરીરની બની;
તરૂણી તરછોડો નહિ નાથ જો,
નૈષધનાથ તજી ના જશો વને.
સ્વામી સંગાથે રહું સર્વદા સુખી,
દુઃખી વિયોગે વિરહી થાય જો,
નૈષધનાથ તજી ના જશો વને.

દેવરામ શિવરામ.

૭૦

## વનમાં અનાથ દમયંતી.

( પીલુ–ધનાશ્રી–કાફી )

ધાજોરે, ગરજે વનમાં મેહુલો.

નૈષધપતિ કાં મુજને વનમાં છાંડી રે
ચિતડું રે બહુ મ્હારૂં ગભરાય જો. ધાજોરે. ૧

એકલડી અહિંયાં મુજને રઝળાવી રે,
રીસાયા તમે પિયૂજી આજ જો. ધાજોરે. ૨

શા કારણથી દાસીને તજી ચાલ્યા રે?
નવ કીધો કાંઇ મ્હેં અપરાધ જો. ધાજોરે. ૩

અબળા કેમ જીવે આ વનમોઝારરે?
દીસે જ્યાં ક્રૂર પ્રાણીનો વાસ જો. ધાજોરે. ૪

સિંહ વાઘ વેરૂના નાદ સુણીને રે
હૈયું તો ધડકે આજે મ્હારૂં જો. ધાજોરે. ૫

તમવિણ આ ભયને તો કોણ નિવારે રે?
ધીરજ તે કેમ કરી હું ધારૂં જો. ધાજોરે. ૬

વસ્ત્ર સાથઆ કાળજડું મુજ ચીર્યું રે,
પતિએરે નિર્દય થઇને આજ જો. ધાજોરે. ૭

ઘોર રાત્રીમાં તે તો નિશ્ચય આજ રે
ભયથી રે ફટકી કયમ નવ જાય જો! ધાજોરે. ૮

મેઘરાજ ગંભીર તુજ આ ગર્જનથી રે
અધિકું રે ભયનું હું દુઃખ પામું જો. ધાજોરે. ૯

વજ્રપાત મુજ મસ્તકપર જો આજ રે
થાશે તો નિશ્ચય હું સુખ પામું જો. ધાજોરે. ૧૦

વિલાપ સુણિ વનદેવી ઉત્તર દેજે રે,
સંતાડ્યા કયાં તેં મ્હારા નાથ જો ? ધાજોરે. ૧૧

દેખાડે જો મુજ પતિને તું આજ રે,
નહિ કોપું કોદિન તારી સાથ જો. ધાજોરે. ૧૨

સંતાયો છે આજે શું નળ રાજા રે
ગહ્વરમાં કહિં તુજ, ઓ ગિરિરાજજો?ધાજોરે. ૧૩

કે આકાશે ચઢીને ચંદા સાથરે,
છાનો એ કરતો કાંઇ વિહારજો.? ધાજોરે. ૧૪

એકલડી કયાં જઇને હું તે ખોળું રે
પતિનેરે ઘેર અરણ્યે આજે જો. ધાજોરે. ૧૫

અનાથનો સર્વજ્ઞ પ્રભુ તું નાથરે
કરૂણાથી સહાય મુજને થાજે જો. ધાજોરે. ૧૬

કૃષ્ણરાવ ભોળાનાથ.

---

## ૭૧.

## વર્ષા.

( સગી સંધ્યાએ હમે સંચર્યાં જમનાં જલ ભરવા;
હાંહાંરે જમનાં જલ ભરવા:—એ રાગ. )

ઝરમર ઝરમર શું ઝરે નભથી ઘનપાણી, હાંહાંરે નભથી૦
સુવાસ હરિયાળી ધરે ધરતી મા શાણી, હાંહાંરે ધરતી૦
મેઘ કડાકા થાય છે વઢતા જયમ ભાથી, હાંહાંરે વઢતા૦
દોડધામ બહુ થાય છે છુટયા સ્વરહાથી, હાંહાંરે છૂટયા૦
રજની રવ માંડે ઘણો તરૂ કંપ ભજે છે, હાંહાંરે તરૂ૦
શ્યામ સલૂણી અંબરા પટ કૃષ્ણ સજે છે, હાંહાંરે પટ૦
તેજસ્વી વીર તારલા પણ ઘરમાં પેઠા, હાંહાંરે પણ૦
ચંદ્રરાયના તે સમે કર હેઠા બેઠા, હાંહાંરે કર૦
"તુહી તુહી" ટીકી કરે શા મોર રસીલા, હાંહાંરે શા૦
સ્તબ્ધ બની જોઇ રહે બહુ ચાતક લીલા, હાંહાંરે બહુ૦
દાદુર પણ 'ડર ડર' કહે, 'સરસર' કહે વાયુ, હાંહાંરે સર૦
નયનયુગલ સરસીતણું, ભયથીજ મીંચાયું, હાંહાંરે ભય૦
સબળા ચપળા શ્રીફળા અંબરને છાંડી, હાંહાંરે અંબર૦
કાળી ભદ્રારૂપ લઇ રહી લાસ્ય ઉપાડી, હાંહાંરે રહી૦
રસ કસ મસ રેલાવતી ફળ આપે ભારી, હાંહાંરે ફળ૦
રહી સજોડે નીરખતાં મને લાગે પ્યારી. હાંહાંરે મને૦

દોલતરામ કૃપારામ.

## ૭૨.

( હું તો ઈશ્વિર પૂજવાને નીસરી રે લોલ.— એ રાગ. )

વાગે મોરલી મધુવનમાં રે લોલ;
વ્હાલો દેખાય દેખાય જતાં ન્હાસતાં રે લોલ.　　વાગે૦
વ્હાલો કાલો થઇને કાપે કાળજાં રે લોલ;
કાળો લપ્પાય તમાલ તાડ ઝાડમાં રે લોલ.　　વાગે૦
ભોગી જોગી બનીને ભોગ ઝંખતો રે લોલ;
દેખાય દેખાય સંતાયને છતો થતો રે લોલ.　　વાગે૦
ભોગી જોગી થતો ને ભોગ ઝંખતો રે લોલ;
રસિક જ્ઞાની થતો ને રસીયો થતો રે લોલ.　　ભોગી૦
સુંદર–શિખરે ઉભો ને ઉરે સુંદરી રે લોલ;
સુણે જુવે ને ઝંખે બધે સુંદરી રે લોલ.　　ભોગી૦
ત્હેલી શાને કરી'તી પ્રીતિ સુંદરી રે ? લોલ;
પ્રીતિ કીધી તો શાને તજી સુંદરી રે ? લોલ.　　ભોગી૦
તજી શાને આવ્યો તું જોવા સુંદરી રે લોલ;
આવી પાછી તજી તે શાને સુંદરી રે ? લોલ.　　ભોગી૦
વાગે વાંસળી મધુરી ત્હારા ઉરમાં રે લોલ.
નાચે ચંદ્ર ને કુમુદ રસપૂરમાં રે ! લોલ.　　ભોગી૦

ગોવર્દ્ધનરામ માધવરામ.

---

## ૭૩

## આસ્વાદોર્મિ.

( ગાડી આવી ગુજરાત, અગનકેરી ગાડીરે આવી.—એ રાગ. )

એવું બતાવે કોઈ આજ, મને કોઈ એવું બતાવે;
જેથી આવે અભેદનું રાજ, મને કોઇ એવું બતાવે. ૧

(સાખી.)મંત્ર અભેદ જપું અમો, પંથ અભેદ અભેદ;
ભેદ અભેદ વિષે ગળ્યા, એ અભેદ અમારો વેદ.
મને૦ ૨

પ્રેમ પુણ્ય પરમાર્થ એ, વિવિધ નામ વિસ્તાર;
સ્વારથસરણિ એ બધી, છે અભેદ અનામી વિચાર.—
મને૦ ૩

હું-તું-ભેદ-પટે પૂર્યા, વિવિધ ચળકતા રંગ;
દીઠા, વેઠયા ને ગયા, નવ દીઠો અભેદ અભંગ.—
મને૦ ૪

ધર્મ કર્મ આચાર્ય ગુરૂ, સંત મહંત અનેક,
ભેદ થકીજ બન્યા રહે, તે શું આપે અભેદવિવેક !—
મને૦ ૫

લાગે તો ઘડી એકમાં, ક્ષણમાં, પલમાં, આજ;
પ્રેમ પદારથ પારખે, તેને લીધે અભેદનું રાજ.—
મને૦ ૬

પ્રીતિ મૈત્રી પ્રેમ ને સ્નેહ દયા રસ રંગ;
દીઠાં તે વેઠયાંજ એ, એ તો ન્હોય અભેદનું અંગ.—
મને૦ ૭

હુંમાં તુમાં સર્વમાં, અણુમાં રજમાં એહ;
તું હુમાં હું તેજમાં, એ અભેદ વિના જુઠો નેહ.—
મને૦ ૮

હુમાં, તુંમાં એમ નહિ, હું તે તું, તું હુંજ;
હું તે સર્વ ને સર્વ હું, એવી ઉંડી અભેદની ગુંજ.—
મને૦ ૯

હું ભુલું જો હુંપણું, નિત્યે તું થઇ જાઉં;
તોપણ પ્રેમ કૃતાર્થ આ, નિત્ય ગાન અભેદનું ગાઉં.—
મને૦ ૧૦

ખેલ અનેક અનંત છે, કર્મ, વચન, મનથીજ;
વિષ સાકર કહી પાઇએ, એમાં સાકરસ્વાદ નથીજ.—
મને૦ ૧૧

હોય અભેદઉપાસી તે, આવો ભેટો આજ;
તે સાચાં, હું તેમનો, બીજો પ્રેમ એ વ્યર્થ અવાજ.
મને૦ ૧૨

મણિલાલ નભુભાઈ.

---

# ૮. દેશપ્રીતિ.

## ૭૪

## સ્વદેશસ્તોત્ર.

( હરિ ભજન વિના, દુઃખદરિયા સંસારનો પાર ન આવેઃ—એ રાગ. )

મ્હારી ભરતભૂમિ !
રૂપાળી, રઢીયાળી, યશાળી, સુશીલ પુનિત !
ત્હારી ચરણુ ચૂમી,
આનંદે વંદુ જય જય હરદમ નિત્ય ! ટેક.

દુનિયામાં દેશ અનેકજ છે;
સૌસૌમાં કાંક વિશેષજ છે !—
પણુ તું તો અલૌકિક એકજ છે !—
મ્હારી ભરતભૂમિ૦— ૨

કોણુ આવે હિમાલયની હારે ?
કોહીનૂરે અન્ય હીરા હારે;
વણુશેલડી સરસ સાકર ક્યાં રે ?—
મ્હારી ભરતભૂમિ૦— ૩

શી ફળદ્રુપતા સ્થળસ્થળ સોહે !
નવરંગી રમણી મનડાં મોહે !—
જાણે વાડી વિશ્વંભરનીજ હોયે—
મ્હારી ભરતભૂમિ૦— ૪

સાથે વિશ્વંભરવાલી તું ઝાઝી;
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી.
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી-
મ્હારી ભરતભૂમિ૦— ૫

સ્ત્રીઓ પણ, અબળા જે બાકી,
તેણે દેશભક્તિ સબળા દાખી;
ઇતિહાસ છેજ એનો સાખી.
મ્હારી ભરતભૂમિ૦ ૬

તું તો સત્વગુણી તત્વજ વેત્તા,
દેશે દેશથી પંડીત જયાં વહેતા,
થઇ શિષ્ય સદોત્સાહે રહેતા.
મ્હારી ભરતભૂમિ૦— ૭

તારાં કાર્ય ત્યારે યવને ભાળ્યાં,
મહા શિળ, નિર્મળ, બુદ્ધિવાળાં.
અહા ! "દેવાં કમાડે પડે ન તાળાં"
મ્હારી ભરતભૂમિ૦— ૮

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય **નવલ**નાં તું જન્મભૂમિ૦
ત્હારી ભક્તિ રગે રગ રહીજ ઘુમિ,
મ્હારી ભરતભૂમિ૦— ૯

**નવલરામ લક્ષ્મીરામ.**

## ૭૫

## સ્વદેશપ્રીતિ.

( રાગ પુનમ ચાંદનીનો, સાખી વગર ગાવાનો. )

એવો જડજીવો આ જગત વિષે જોયો નથી રે;
જે જન બહુ મમતાથી હૃદયે મૂકી હાથ,
"મારો દેશ અને મુજ દેશી" ન કહે પ્રેમથી રે.—૧

જેનું મન મુડદાલ થએલું પામર તે હશે રે,
તેને દેશતણી નહિ હોય હૃદયમાં દાઝ,
પોષી પિંડ અને પશ્વાદિ પેઠે જીવશે રે.— ૨

ફરતાં પરદેશે બે દેશી જો ભેગા થશે રે,
દોડી પ્રેમે પકડે એક બીજાનો હાથ;
પૂછી નામઠામ નિસ્બતને ભાવે ભેટશે રે.— ૩

જોયા જંગલવાસી સહાય થતા નિજ દેશીને રે,
જળ ફળ આપી કરતા દેશીનું સન્માન;
પૂછે પ્રેમથકી ખબરો તે પાસે બેસીને રે.— ૪

દુર્બળ પહાડીને પણ દાઝ ઘણી નિજ દેશની રે,
ત્યારે આર્ય જનોમાં એવા શાને હોય;
જેને લેશ નથી નિજ દેશ માટે લાગણી રે.— ૫

પૂર્વે આર્ય જનોમાં એવા બહુ જન થઇ ગયા રે;
જેણે દેશતણું હિત કરતાં ખોયા પ્રાણ;
પાછળ નામ અમર મૂકીને સ્વર્ગે સંચર્યા રે.— ૬

આજે જીવતણા જોખમની ગરજ રહી નથી રે,
કરવા તન, મન, ધનથી દેશીની સંભાળ;
દુર્બળ દેશતણા હિત માટે સૌ મંડો મથી રે.— ૭

છોડી સ્વાર્થ અને પરમાર્થ પોષો પ્રેમથી રે,
રૂડા યત્ન વિષે પરમેશ્વર કરશે સહાય;
રાજી થઇને સૌને સુખીઆ કરશે રહેમથી રે. ૮

બાપાલાલ ભાઇશંકર

---

૭૬

## ગુર્જરીસ્તવન.

( મ્હારા વ્હાલાજી હો૦—એ રાહ. )

શોળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સહુ સાથમાં રે લોલ;
રમત વાટમાં રે લોલ, ફરીએ સહિયર નીતિ સાથમાં રે લોલ;
શોળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સહુ સાથમાંરે લોલ.

(સાખી) હર્ષે આંજી આંખડી, રેલી મીઠા સૂર;
નૌતમ સ્નેહે ઉજળીએ, ઉત્તમ ગુર્જરીનૂર.

સખી ! વિશ્વની શી વાડી હિંદ માવડી રે લોલ;
ભલી હિંદની રસિક ભૂમિ ગુર્જરી રે લોલ;
રૂડી ગુર્જરીમાં પ્રૌઢ શોભા પાથરી રે લોલ;
સખી ! ગુર્જરી વિલાસવાડી આપણી રે લોલ !
શીળી રાતમાં રે૦—

(સાખી) હૃદય તણા પણ હૃદયથી, નમીએ સૌ જગરાય;-
-જન્મ દિધો આ ભૂમિમાં, કુદરત જ્યાં છલકાય.

તોણું ગાતી મીઠી નદિયો અહિં શી રમે રે લોલ;
પૂરાં ખીલી ઝૂલી ખેતરાં ધીરાં હસે રે લોલ;
વિવિધ રમ્ય નવલ વૃક્ષ ફૂલે ફૂલ છે રે લોલ;
સખી ! મધુર-કણ્ઠી પંખિડાં પણ શાં વસે રે લોલ !
શીળી રાતમાં રે૦—

(સાખી) મનહર મોહક ભૂમિ આ, આપણ એના બાળ;
નિર્મળ નેહે શૂં નહીં ધરિયે એ પર વ્હાલ ?

સખી! માત માટે હૃદય શૂં ના બાળિયે રે લોલ?
લલિત ગુર્જરીનું હિત શૂં ના ભાળિયે રે લોલ?
સખી! સ્વાર્થ એને કાજ શૂં ના છાંડિયે રે લોલ?
સખી ! સમય આવે પ્રાણને પણ પાડિયે રે લોલ?
શીળી રાતમાં રે૦—

ચન્દુલાલ મણિલાલ.

---

૭૭

## સ્થાનિક સ્વરાજ્ય માંગલિક.

( મારા રે સ્વામિ બોલોની વા'લા—એ રાગ. )

ઝળહળે શો મંગળ ઉજળો પ્રસંગ!
દિપો રૂડો સ્થાનિક સ્વરાજ્યનો રંગ! ઝળહળે૦—૧

લહો લ્હાવો લાખેણો સત્તાનો આજ,
સુધારો સ્વસ્થાન-સુધારાનાં કાજ! ઝળહળે૦—૨

કેળવણી લો રાજ્યવિષયની અમોલ,
કર્તા થાઓ સૌ કારકાર અતોલ! ઝળહળે૦—૩

નિમો સારા સારા સભામાં કાબેલ,
સભાસદ હક જાળવે કરી પે'લ! ઝળહળે૦—૪

દિનો દિન ઉદય પામે આ સ્વદેશ,
સજો એવાં સાધન સુખદ હમેશ. ઝળહળે—૫

ધરો ઉત્કંઠા ઉત્સાહ ઉમંગ,
બંધુ આર્ય નામનો રાખો રંગ ! ઝળહળે૦—૬

ઝિલો વીર રસના પ્રવાહની માંહ,
દુઃખી નિજ દેશની સાહો બાંહ. ઝળહળે૦—૭

કરો કલ્યાણ કૃતારથ પ્રાણ,
સ્વદેશની ભક્તિ એ નિર્વાણ. ઝળહળે૦—૮

હરિલાલ હર્ષદરાય.

---

૭૮

## સ્થાનિક સ્વરાજ્ય માંગલિક.

( મ્હારા રે સ્વામી બોલોની વ્હાલા. )

ઝળહળે શો ભરતઉદયનો પ્રસંગ ! !
વીરા ઘૂમો પ્રજાસમાજે સુરંગ! ઝળહળે૦
એતો વરતાયો ઉત્તમ અતિ જાગ !
કરો નિજ કર્તવ્ય ઋત્વિજભાગ ! ઝળહળે૦
ભરતહિત ચિત ધરિ બિચરો વિદેશ,
ખીલી રે' જ્યાં પ્રજાસમાજ સુવેશ. ઝળહળે૦

એતો ઉજળી છે દિવાળી આજ !
ઘેર ઘેર વર્તો મંગળ સુખસાજ ! ઝળહુળે૦
એમાં રાજહિત છે પ્રજાહિત સાથ !
સ્વતંત્રતા શું રાજ્યભક્તિ સંગાથ ! ઝળહુળે૦
સ્વદેશ–પ્રીતિનાં ત્યાં વે'શે આ પૂર !
ગવાશે સુસંપના ગુણ ત્યાં જરૂર ! ઝળહુળે૦
કરે બંધુ કોટયાદિ ભોજન એક,
ટાળો દુઃખ તેમનું સહિતવિવેક ! ઝળહુળે૦
ગયું સહુ—રહ્યું એક "આંસુડાં" ધન !
દુઃખના થાવ તે હરિ ! સુખના આ દંન ! ઝળહુળે૦

હરિલાલ હર્ષદરાય.

---

૭૯

## ભારતી સ્ત્રીગીત.

(રાગ કાફી ધનાશ્રી.)

(ગરબે રમવાને ગોરી નીસરી રે લોલ:—એ રાગ.)

ગરબે રમવા સાહેલા ! સાંચરો રે લોલ,
ભારતીમન્દિર ચારૂ ચોક પ્રીતિથી ફરો રે લોલ;
આવો બ્હેનોં ! ગીતરંગ રેલીએ રે લોલ.—ગરબે૦

(સાખી) શરદપુનમ રજનિ ખીલી, અનિલ સુરભિ મલકાય,
ચન્દ્રામુખ નન્દન શીળી સ્મિતલહરિ લહકાય:—

રમે રામા, શારદા સોહામણી રે લોલ,
કુંકુમે જ્યાં સાથિયા પુરેલ, છે શોભા ઘણીરે લોલ;
આવો બ્હેનો ! આજ રાસ ખેલીએ રે લોલ- ગરબે૦

(સાખી) મિઠાં ઝરણ ઝરી રહ્યાં, મધુરૂં મધુરૂ સુરગાન,
કોકિલ, બુલ્બુલ, રસભર્યાં દ્રવે અનુપમ તાન.-

દેશવાડી નવલ પલ્લવે ભરી રે લોલ,
કુંજકુંજ ધારી પુષ્પપુંજ વૃક્ષવલ્લરી રે લોલ;
આવો બ્હેનો ! જનનિગાન ગાઇએ રે લોલ.- ગરબે૦

(સાખી) ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીર;
રમે સિન્ધુ, કાવેરી જ્યાં, રમ્ય નર્મદાનીરઃ-

ગુર્જરીને બંગસુન્દરી મળી રે લોલ,
કાશ્મીરી, દ્રાવડી, મહારાષ્ટ્રી, રજપૂતાણીઓરે લોલ;
આવો બ્હેનો ! ઐકયતાન વાઇએ રે લોલ- ગરબે૦

(સાખી) કુસુમિત લીલી લલિતા લતા-લલના તરૂ પતિ સંગ,
ભારતવાડી દીપાવતી, વિવિધવર્ણ, નવરંગઃ—

પારસી, ઇસ્લામી, આર્ય રમણિઓ રે લોલ,
યુરોપી સન્નારીઓ, ઉલ્લાસરસ વિલાસિની રે લોલ;
આવો બ્હેનો ! હિન્દદેવી વંદીએ રે લોલ૦— ગરબે૦

(સાખી) હીમાલય શિરસમ ઉંચી, નિર્મલ એ મન આશ,
'ભિન્નજાતિ-રીતિ, તદપિ રહો એક ઉર અમ વાસ'-

લાવો! લાવો! હૃદયપાત્રમાં ધરી રે લોલ
મંગલ પ્રીતિ અર્ધ્ય, ભક્તિ આત્મસુવાસે ભરી રે લોલ;
આવો વ્હેની! માતૃભૂમિ પૂજીએ રે લોલ.- ગરબે૦

સુમન્ત.

---

## ૯. અવસાન.

### ૮૦

### મહેમાનોને પ્રાર્થના.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને:—એ રાગ. )

મહેમાનો! ઓ વ્હાલાં! પુનઃ પધારજો?
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય, જો!
કરજો માફ હજારો પામર પાપ જે—
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય, જો!
મહેમાનો! ઓ વ્હાલાં! પુનઃ પધારજો!
ઉન્નત ગિરિ શૃંગોનાં વસનારાં ત્હમે:
ઉતર્યાં રંક ઘરે: શો પુણ્ય પ્રભાવ જો!
શુશ્રૂષા સારી ના અમને આવડી:
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો!
મહેમાનો! ઓ વ્હાલાં! પુનઃ પધારજો!

મણિશંકર રત્નજી ભટ્ટ.

---

# શબ્દાર્થસૂચન.



૧—ફુલ-કુમળાં અંતઃકરણનાં મનુષ્યોને પણ ફુલની સાથે સરખાવી શકાય. નિર્ગમિયે-ગાળીએ. સલુણું-સુન્દર અને મધુર. મનુજસમૂહે-માણસોના જથામાં. કુટિલતા-કઠોરપણું. અંતર-હૃદયમાં.

૨—આમંત્રણ-ભેગાં મળવા માટે નોતરૂં. ઉછરંગે-ઉમંગે. અમિકુંડ અમૃતના કુંડ. જળખેલન-પાણીમાંની રમત. મધુવન-સુન્દરતા ભર્યો જગત્ રૂપી બાગ. નન્દન-આનન્દદાયક. મંજુલ-મધુર. લહરિ-( પાણીમાંનાં ) ન્હાનાં મોજાં. જીવનવન-જીવનરૂપી વન. ગગનતિમિર-આકાશનો અંધકાર. છાય-ઢાંકી નાંખે. અમોલે-અમુલ્ય, ઘણાં કીંમતી ( પ્રીતિનાં કિરણો )થી. ઉર-અંતઃકરણનાં. પુણ્યપનોતાં-પુણ્યથી પાવન થયેલાં. સાજ-સામગ્રી, સાધનો. સુમન મીઠલડાં-ફુલની મીઠાશ ભર્યાં. સંચરીએ-ફરીએ. ઉપકંઠ-પાસે. પરિતાપ તપ્યાં-સંતાપથી તપી રહેલાં. શીળાં-મીઠાં. શિરતાજ-માથાના મુગટરૂપ. પરજીવન-મૃત્યુ પછીનું ઉચ્ચ જીવન. જગકુંજ-જગતરૂપી માંડવો. સુરનદી-દિવ્યતા ભરી, સંગીતમય, નદી. રસજીવન-રસવાળાં જીવનની.

૩—રાચે છે-ખુશી થાય છે. શશી-ચંદ્ર. ચોડા-પ્હોળા.

૪—આ ગરબીનો રાગઃ-સમી સંધ્યાએ હમે સંચર્યાં રે જમનાં જલ ભરવા, હાંહાંરે. નભે આકાશમાં. નીર પર્વતની-પાણી અને પર્વત વચ્ચેની. કુમુદાદિ-કમળ વગેરે. રક્ત-રાતું.

૫—સેજમાં-પથારીમાં. વેળ-વખત. જોમથી-શક્તિથી. નેમથી-હેતુથી, ઉદ્દેશથી.

૬—**પ્રીતિ**સુખસાજ–પ્રેમ ભર્યાં સુખનાં સાધનો. **સં**ગીત ધરણાં–સંગીત ધારણ કરતાં. ઉરરવ–હૃદયના સુર. **વિલીન**–મગ્ન, તલ્લીન. કવિવર–ઉત્તમ કવિઓ. કવે–ગાય. કલ્લોલ–આનંદ. **રસ**લોલ–રસથી ઉત્સાહી. **ગાન**વિમાને–ગાનરૂપી વિમાનમાં. **વેણુ**–વાંસળી, બંસી. **લલ**કાર–મધુરસ્વર. **લ**લના સ્ત્રી. **આ**ત્મયુગલ–આત્માની જોડ. ગુર્જરીગુણ–ગુર્જરી માતાના ગુણ.

૭—**બાળા**વિનોદ–બાળાઓનો આનંદ. **મા**ધુરી–મધુરતા. **મા**ર્દવ–કોમળતા. **અર્ક**–અરક, સાર. હૃદય ઘટે–હૃદયના ઘડામાં. **રસી**યે–રસિક બનાવીએ. **મૃ**દંગ–નરઘાં. **રમ્ય**–રમણીય. **શીર્ષ**–માથું. **કર**પર્ણ–પાંદડાંરૂપી હાથ. **તરુ**–ઝાડ. **ભાખે**–બોલે. ઉદ્યાન–વાડી. **ગાયક**ગણ–ગાનાર મંડળ. **વૃંદ**–મંડળ. **મત્ત**–મસ્ત. **લેહ**–લગની, મોહ. **વૃક્ષક**–ન્હાનાં ઝાડ, છોડવા. **અં**ગુલિ–આંગળી.

૮—**વાટ**ડી–વાટ, માર્ગ. **વિમલ**–નિર્મળ, સ્વચ્છ. **શીત**કર–શીતળ. **અ**જશિશુ–બકરાનું બચ્ચું. **કોડ**–હોંસ. **મૃદુ**–કોમળ. **વધુ**–વધારે. **લ**લિત–સુકોમળ. **રં**જક–આનન્દદાયક. **રજની**–રાત્રી. **સૌખ્ય**દા–સુખ આપનાર. **તરં**ગ–(પાણીમાંનાં) મોજાં. **લળી**–નીચાં **વળી**ને.

૯—ઉન્નત–ઉત્કૃષ્ટ, ઉંચા પ્રકારનું. **જીવ**નજલ–જીંદગીરૂપી જળ. **પુ**ણ્ય–પવિત્ર. **સ**લિલ અવગાહનથી–પાણીમાં ન્હાવાથી. ગિરિ–પર્વત. **અ**વતરે–ઉતરે. **સ**દાશિવ–હમેશાં કલ્યાણકારી. **નીર**–પાણી, **મ**નુકુલ તાપ–ભગવાન મનુના વંશના, એટલે મનુષ્ય જાતિના, સંતાપ. **તીર**–કાંઠો. **સૌ**મ્ય–પ્રિયકર, મીઠો. **સુધા**–અમૃત. **સ્ફ**ટિક–સ્ફટિકના જેવા સફેત. **વિશ**દ–સ્વચ્છ. **સુ**રસરિતા–સ્વર્ગની નદી. **લ**લિત–આનન્દિત. **મ્લાના**ત્મ–નિરાશ, ખિન્ન થયેલો આત્મા. **પ્ર**બોધ–જાગૃતિ. **સ્નેહ** સુરંગી–સ્નેહના સુન્દર રંગવાળી. **વારિ**–પાણી.

**૧૦—અ**મુલખ—અમુલ્ય. કણ—દાણા. **અ**નુપમ-ઉપમા ન થાય એવું. **યૌ**વનભરમાં—ભર જુવાનીમાં. **તૃ**પ્ત—સંતોષ પામેલાં. **લ**તાકુંજ-વેલીઓનો માંડવો. **અ**મીધાર—અમૃતની ધાર. **પ્ર**ફુલ્લ—ખીલેલી. **નન્દન** સુન્દર નન્દનો—નન્દજીનો સુન્દર પુત્ર ( શ્રી કૃષ્ણ ભગવાન ). **અ**ન્તર હૃદયમાં. **પ્ર**ભુકહેણ—પ્રભુનાં વચનો.

**૧૧—વ્યો**મમંડળેથી-આકાશેથી. **વ્યો**મવાસિની—આકાશમાં રહેનારી. **શ્રા**ન્ત—થાકેલાં. **છ**—છે. **ના**વ—વહાણ. **ભિન્ન** પન્થ-જુદો રસ્તો. **વ્યો**મચક્ર—આકાશનો ઘેરાવો **વિ**ચરીએ-જઈએ,ફરીએ. **પા**મર—ગરીબ. **જ**ન મર્ત્ય મૃત્યુ લોકનું મનુષ્ય. **ઉ**પમર્ત્ય ભૂમિ—મૃત્યુ ભૂમિની ઉપરનું સ્થાન, અંતરીક્ષ **મ**નુજ—મનુથી જન્મ પાલેલાં, મનુષ્યો.

**૧૨**—કૃતારથ-સફળ. **શ્રી**પતિ—વિષ્ણુ. **સ્ત**વન-સ્તુતિ. **ખેલ**-વસન્તી—વસન્તના આનન્દની રમત.

**૧૩—જ**ગદીશ્વર, **જ**ગદીશ—સર્વેશ્વર, જગતનો ઇશ્વર, પ્રભુ.

**૧૪— ચૈ**નમાં—આનન્દમાં. **સ**દૈવ—સદા. **સુ**ખસેનમાં—સુખથી ભરેલી પથારીમાં. **ને**નમાં—નયનમાં, આંખમાં. **કૃ**પાનિધાન—કૃપાથી ભરેલા,-ઈશ્વર. **વે**ણ—વચન.

**૧૫**—**વિ**શ્વ—જગત. **તા**રક—તારાઓનું. **સ**રિતા—નદી **નિ**-વાસ—રહેઠાણ. **તિ**મિર—અંધારૂ. **ભા**સ—દેખાવ. **અ**વની-પૃથ્વી. **સ**ન્માર્ગ-સારો રસ્તો. **સ**બળ—બળવાન. **સ્રો**ત—ઝરો, પ્રવાહ. **ક્ષો**ભ—ખેદ. **અ**હંભાવ—હુંપણું.

**૧૬—અ**ગમઅગોચર—ન સમજી શકાય અને ન જાણી શકાય એવું.

**૧૭**—**સ**ર્યાં—સફળ થયાં. **વ**દનકમળ—કમળ જેવું મ્હોં. **ર**વિ-ઉગમતે સુર—સૂરજ દેવતા ઉગતી વખતે. **મે**હ—વરસાદ.

**૧૮—ત્રિભુવનપાલન** ત્રણે ભુવનનું રક્ષણ કરનાર. **સનાતન**—સદાકાળ રહેનાર. **સચ્ચિદ્દઘનપદ**—પ્રભુના પગ આગળ. **પરાભક્તિ**—ઉંચા પ્રકારની ભક્તિ. **નાણો**—પારખો. **પરમામૃતપદ** પ્રભુના પગ આગળ. **આપન્ન**—ગયેલો. **કુત્સિત**—ખરાબ. **પદાબ્જે**—પગરૂપી કમળમાં.

**૧૯—અણછતો**—છુપો. **વામશો** ત્યાગશો.

**૨૦—સંત**-સાધુ પુરૂષ. **પ્રયાણ**—મુસાફરી. **નીતિક્રિયા**—નીતિનું વર્તન. **અડગ**—દૃઢ. **શનૈઃશનૈઃ**—ધીમે ધીમે. **ષડ્‌રીપુ**—કામ, ક્રોધ ઈત્યાદી રૂપી ૭ શત્રુઓ. **સંયમ** મનની વૃત્તિ મારવી તે.

**૨૧—રાય**-રાજા. **શ્વસુર**—સસરો. **નિકટ**-પાસેનાં. **પાલવવાં**—પાળવાં. **અપંગ**--અશકત. **ષડ્‌રસ**—૭ જાતના સ્વાદ. **વિધિ**—રીત. **લહી** ગણી. **અનન્ય**-એકમય. **પ્રતિ**-તરફ. **સકળ**—સર્વ. **સમ**—સરખું. **શિખ**—બોધ. **કાન્ત**—પ્રિય પતિ.

**૨૨—તન**—શરીર. **આદર**—માન. **પરિચય**—સહવાસ. **ગરવો**—મ્હોટો. **ભવ**—સંસાર. **પ્રતિદિન**-દરરોજ. **સુકૃત**—સારાં કામ. **વદવું**—બોલવું. **પ્રૌઢપણું**—ગંભીરપણું. **પટકુલ**—વસ્ત્ર. **પ્રમદા**—સ્ત્રી. **આરાધન**—પૂજા.

**૨૩—મદ** અભિમાન. **પર**—પારકાને. **ચોંપે**-કાળજીથી, ચીવટથી. **નિજ** પોતાનું. **મર્મ**—છુપો અર્થ **પરહરવા** તજવા. **મત્સર**—છર **શીલચિંતામણી**—ઈચ્છાઓ પુરી પાડનાર શીયલ રૂપી મણિ. **ઠાગ**-ઠેકાણું. **પુંજ** ઢગલો **જન્મવારો**-જન્મારો. **સંપાદન કરવી**—મેળવવી. **બીજા** આશ્રમનું ગૃહસ્થાશ્રમનું.

**૨૪—કુડ**-ખરાબ વિચાર. **રતિ**—જરાયે **લળી** લળીને-નમ્ર થઇને. **ઉચરે**-બોલે. **શોચ**-શોક.

**૨૫—નાવ**-વ્હાણ. **રૂદ્ર**-શંકર. **નિગમ**-વેદ **કથી**-વર્ણવી. **ઉ-દય**-ચઢતિ. **મહેશ**-મહાદેવ. **હુવિ**-હતી. **યમકળિ**-યમરાજા અને કળિયુગ. **વેવલાં**-ફાંફાં. **વ્યાપો** પ્રસરો.

**૨૬—ચારૂ**-સારી રીતે. **સંતતિ**-છોકરાં. **દક્ષસુતા**-દક્ષમુનિની પુત્રી પાર્વતી. **નામે**-નમાવે.

**૨૭—અલ્પ**-ટુંકા. **પિતુ**-પિતાજી. **કંપે**-ખંચકાય. **ચકોર**-એક જાતનું પક્ષિ જેને ચંદ્ર સાથે ઘણો સ્નેહ હોવાનું મનાય છે. **ઘનબિન્દુ**-વર્ષાદના ટીપાને માટે. **ચાતક**-એક જાતનું પક્ષી. **દીપે**-દીવામાં. **પતંગ**-પતંગીયું. **અર્પે**-આપે. **જીવનદોરી**-જીવનનો આધાર. **તૃષ્ણા**--ઇચ્છા, વાસના. **ભગિની**-બ્હેની **તન્મય**-એકરૂપ. **નિષ્ઠા**-સ્થિર વૃત્તિ. **દંપતી**-પતિ અને પત્ની. **ખ્યાતિ**-કીર્તિ. **ભાવે**-પ્રીતિથી. **સૂત્ર**-સિદ્ધાંત. **પ્રમાણી** પ્રમાણ રૂપ ગણી.

**૨૮—સુશીલ**-સારાં ચરિત્રવાળાં. **સંતાન**-છોકરાં **વિવિધ**-જાત જાતનાં. **સદ્ય**-તરતજ. **લેશ**-જરાપણ. **ગૃહ**-ઘર. **વાટિકા**-વાડી. **કુસુમ**-ફુલ. **પ્રવૃત્તિ**-કામ. **ઉદય અસ્ત**-ચઢતી પડતી.

**૨૯—શય્યા**-પથારી. **ઘન**-વાદળાં. **ઉદ્વેગ** શોક. **આશ્વાસન**-દીલાસો. **કરમાં**-હાથમાં. **નવલાં**-અવનવાં.

**૩૦—મટુકી**-**માટલી**. **ગગન**-આકાશ. **રૂપઅંબાર**-રૂપનો ભંડાર. **નૌતમ**-નવિન. **આંકડી**-સાંકળ. **કિરતાર**-જગકર્તાએ.

**૩૧—પાવનિ**-પાવન કરનાર. **શ્રુતિ સંગત સોતાં**-વેદની સંમતિ સાથે. **લઘુ**-ઓછી. **અભિલાખે**-ઇચ્છામાં. **સુત**-પુત્ર. **ત્રિયા**-સ્ત્રી. **ભાતે**-રીતે.

**૩૨—સે'જે**-સહજમાં. **ભામણાં**-ફાંફાં. **અજપ**-જપવા કઠણ પડે તેવા. **પ્રીતિનામ**-પ્રીતિનામના. **રતિપતિ**-સ્નેહ. **શું**-સાથે. **પર**-

**સુખમાં**–પરલોકના સુખમાં. **ગોપી**–ગોપીએ. **શ્યામશરીર**–શ્રી કૃષ્ણ સાથે. **ગળ્યાં**–મગ્ન, તલ્લીન, રહ્યાં. **લહે**–લે. **વિષ**–ઝેર. **વન્દન**–પ્રણામ.

**૩૩—ભારતી**–હિંદુસ્થાન. **તદપિ**–તો પણ. **સ્મિત**–મ્હોં મલકાવવું તે. **વિમલ**–શુદ્ધ. **યુગ્મ**–જોડું. **સુહાવજે**–શોભાવજે. **રાચજે**–માનજે. **કંટક**–કાંટા. **વિરમી**–રહીને. **સુખદા**–સુખ આપનારી. આનન્દ **ખિન્નગાત્ર**–કરમાયેલાં અંગોએ. **આલ્હાદક**–આનંદદાયક. **આત્મ**–આત્માને. **ધારજે**–રાખજે. **સૌખ્યદા**–સુખ આપનાર. **આત્મોદ્ધાર**-આત્માનો ઉદ્ધાર. **જનિની ભૂમિ**-સ્વદેશ,હિંદુસ્થાન.

**૩૪—કરી પરિધાન**-પ્હેરીને. **ઉભય**–બન્ને. **અજવાળીએ**–દીપાવીએ. **વિનોદ**–ગમત. **સદ્**–સારા. **કુષ્ટિ**–કોઢવાળો. **કરૂપ**–કુબડો, ખરાબ રૂપવાળો. **કાય**–શરીરવાળો. **સુરરાય**–ઇન્દ્ર જેવો. **મતિહીન**–મતિ, અક્કલ વિનાનો. **દૃષ્ટિ**–નજર. **વિવાદ**–તકરાર. **ચતુરા**–ચતુર સ્ત્રી.

**૩૫—શક્તિસાર**–પરમ શક્તિ. **પ્રેમસુધારસ**–પ્રેમ રૂપી અમૃતનો રસ. **રાજે**–શોભે. **ગૌરવરણી**–ગોરા રંગવાળી. **શુભ્ર વસન**–સફેત લુગડાં વાળી. **બ્રહ્મસુતા**–સરસ્વતી, **બાળી**–બાળા, સ્ત્રી. **રોમ રોમ**–રૂંવાટે રૂંવાટે. **નાવે**–ન આવે. **અંબુ**–પાણી. **અક્ષય**–નાશ ન પામે એવી. **કીર્તિ**–જશ. **ભર્તા**–પતિ. **તનુ સેવન-કમલાક્ષ**–કમલાક્ષ, વિષ્ણુની સેવા કરનારી લક્ષ્મીની પેઠે ( પોતાના પતિની સેવા કરવાનો મહામંત્ર શીખવેછે.) **રહેમ**–દયા. **શારદ**-વિદ્યા. **વનિતા**–સ્ત્રી. **ગુણગ્રામ**–ગુણનોજથ્થો. **સુખ-વા**–સુખરૂપી પવન. **છકોરી**–છકેલી. **બ્રહ્મકુમારી**–સરસ્વતી.

**૩૬—ગીતિ**–ગીત. **કૃષ્ણવદન**–સ્યામ મુખવાળા. **અનુપ**–ઉપમા ન આપી શકાય એવું. **પ્રણયનય**-પ્રેમ રૂપી નીતિ. **અદ્વૈત**–એકપણું. **વસ્ત્રવિહીન**–કપડાં વગરની. **દયિતા**–સ્ત્રી. **રિદ્ધિ સિદ્ધિ**–સંપત્તિ અને વૈ-

ભવ. **શબ**-મડદુ. **અંક**-ખોળો. **વિશુદ્ધિ**-પવિત્રતા. **સ્વર્ગીય**-સ્વર્ગનું. **મહિલા**-સ્ત્રી. **પિતુગૃહ**-પિયર. **સ્થળ**-તે ઠેકાણે. **વિલોકતાં**-જોવાથી. **યજ્ઞ**-હોમમાં. **અનાદર**-અપમાન. **સતી ગત**-સતીને મરણ પામેલી. **સાર્થ**-સાર્થકપણું. **વિરક્ત**-લજાયલું. **સમાજ**-લોક, જનમંડળ. **પ્રતીતિ**-ખાતરી. **ભવભ્રાંતિ**-સંસારનો ભય.

**૩૭—દીન**-ગરીબ. **વહેન**-ઝરણુ. **ભૂતદયા**-પ્રાણી ઉપરની દયા. **દયાસાગર**-પરમેશ્વર. **યાચંતાં**-માગતાં. **લેશ**-થોડોક ભાગ પણ.

**૩૮—શીળો**-ઠંડક, ટાઢક. **આગભર્યાં**-ગરમ. **ફુલલહરી**-ફુલમાં થઇને આવતો પવન. **સુવાસિની**-સુગંધ. **ઝરી**-ઝરણુ. **કોરન્તી**-ચીરી નાંખતી. **જળે**-બળી જાય. **ઢળે**-પીગળી જાય.

**૩૯—નૂર**-તેજ. **નિર્ધાર**-નક્કી. **ઈશ્વરી**-દૈવી. **ઘરણી**-સ્ત્રી. **સ્તંભ**-થાંભલો. **આદ્યશક્તિ**-જગદંબા. **ગોરી**-સ્ત્રી. **સૂકે**-સૂકાય. **આદે**-પ્હેલાં. **હેવાન** ઢોર. **ના'પો**-ન આપો. **હારનો**-સાથનો. **સાથ**-મંડળ.

**૪૦—નિશા**-રાત્રી. **ધીરો**-શૂરવીર. **હેમ**-સોનું. **ભૂપ**-રાજા. **પદ્મ**-કમળ. **નીર**-પાણી. **નેહ**-સ્નેહ. **હૃદે**-મનમાં. **કથન**-વચન. **તુલ્ય**-સરખાં. **અમૂલ્ય**-કીંમતી.

**૪૧—મેહુલા**-વરસાદ. **કલ્લોલભરી**-ઉત્સાહવાળી. **પરાધીન**-પારકાને તાબેદાર. **શ્યામા**-સ્ત્રી. **વસાડવા**-મનમાં લાવવા. **સોણાં**-સ્વપનાં. **રટણ**-સ્મરણ. **નણદલવીર**-વર, પતિ.

**૪૨—પર્ણકુટી**-મઢુલી. **મલિનતા**-ગંદવાડ, અસ્વચ્છતા. **મંદ**-ધીમે ધીમે. **ઉજ્વળ**-સફેત. **નિર્ઝર**-ઝરો. **અભ્ર**-વાદળાંને. **ઉત્સંગ**-ખોળામાં. **આયુવર્ધક**-આવરદાને વધારનારો. **પ્રવેશી**-દાખલ થઇને. **વાસ**-રહેઠાણ. **આવેશ**-લાગણી. **સતત**-હમેશાં. **મુક્ત**-છુટી. **સં**-

તુષ્ટ–સંતોષ પામેલું. પૂર–પૂર્ણ. દુર્બુદ્ધિ–ખરાબ બુદ્ધિ. સત્કાર–આવકાર. કિંચિત્–જરાકે. ઐહિક–દુનિયાનું. ગણના–દરકાર.

૪૩—ગૃહસ્થાશ્રમની ભાવના–કુટુમ્બ રૂપી આશ્રમનો ઉંચો વિચાર. કૌતુક–નવું જાણવાની ઇચ્છા હેલી (વરસાદના જેવી) ઝડી. જીવનાન્તરમાં–બીજા જીવનમાં. આમંત્રે–બોલાવે. વિહગો–પક્ષી. કુરંગો–હરણો. નવાશ્રિત–કુટુમ્બમાં નવા દાખલ થનારને. સાસુ સસરા–ગુરૂજન—સાસુ સસરા રૂપી વડીલો. સ્વાનુભવી–પોતાના અનુભવવાળા. વેલી–નવી આવનાર વહુ રૂપી વેલી. વાત્સલ્ય–વ્હાલ. લગ્ન–કુંજ—લગ્ન રૂપી માંડવો. જીવનવિદ્યાવારિ–જીંદગીની વિદ્યારૂપી પાણી. સ્નેહવાતાવરણ–સ્નેહ રૂપી હવા ઉષ્ણતા–ગરમી. આચ્છાદી–ઢાંકી. રક્ષી–બચાવી. ક્લેશકીટો–ક્લેશ રૂપી કીડાઓ. ઉપગુરૂઓ–ન્હાનાં વડીલો. વિકાસ–ખીલવણી. ઉલ્લાસ–આનન્દ. પતિ-વૃક્ષ–પતિરૂપી ઝાડ. હ્રદયસંગી હૃદય સાથે જોડાયેલ. સમીપ–સાથેજ. પ્રેમગ્રંથિ–સ્નેહની ગાંઠ. વિકસે–ખીલે. આલંગી–વળગી. રમણ–વિલાસી પતિ. સંયુક્ત–જોડાયલાં. સંલગ્ન–સંધાયેલાં. આત્મરસ–આત્માનો રસ. દ્વંદ્વભાવ–બેપણું, જુદાઈ. વૃક્ષવેલી વૃક્ષ અને વેલી, પતિ અને પત્ની. આત્મયુગલ–આત્માનું જોડું. બાલમૃગ–ન્હાનાં બાળકો રૂપી હરણો. મંજુલ–મીઠી. વહીએ–ગાળીએ.

૪૪—ગુચ્છ–ઝુમખાં. સર–માથું. સેંથે–સેંથીમાં. મુક્તામાળા–મોતીની માળા.

૪૫—દેદાર–દેખાવ. ધરા–પૃથ્વી. શાન્તિપાઠ–શાન્તિનો બોધ. રામ રમે–નાહિંમત થાય છે. રમા–સ્ત્રી. રસિક–રસીયો પતિ. ધરણીનાર–પૃથ્વીરૂપી નારી. ગૃહિણી–સ્ત્રી. પાય–પગ. ઉચરાય–બોલાય.

૪૬—કોટિ કરોડો. **સેરડી**-સેર કંકુચંદ્ર-કંકુનો ચાંલો. **અક્ષ** ચંચળા ચંચળ આંખો વાળી. **અધર** હોઠ. **હસ્તવેલડી**-હાથરૂપી વેલ. **પાગ**-પગ. કામ કામદેવ, પ્રેમ. **ચાપ** બાણ.

૪૭—**ચંદા**-સ્ત્રીરૂપે કલ્પેલો ચંદ્રમા. **ભૂમિ**-પૃથ્વી. **કિન્તુ**-પણ. **તમિસ્ત્રા**-રાત્રિ. **વારે** દૂર કરે. **વ્યથા** દુઃખ. **તનુ**-શરીર **અરિ** દુશ્મન.

૪૮—રજની-ચંદ્ર—રાત્રી અને ચંદ્રનું પત્ની અને પતિ રૂપે જોડું. સૃષ્ટિમંડળે-જગતમાં. **બિંબ**-કિરણો. યુવતી જુવાન **સ્ત્રી**. **શ્વેત**-સફેત **વિલસતી**-આનન્દમાં રમતી ઈન્દુ-ચન્દ્ર. **રજનિશું**-રાત્રી સાથે. **વિહાર**-પ્રેમ ભરેલી રમત. **નિરખી**-જોઇને. **વિભુ** પ્રભુ.

૪૯—**સાજ** સાથેની સામગ્રીવાળો દેખાવ. **સ્થિર** કાયમ રહે એવો, ઠરી રહેલો. **નિડર** ભય વગર. **વિચરતી**-જતી. **મુગ્ધા**-પતિના સહવાસમાં નવી આવેલી બાળા. **લેહે**-મોહનીથી. **પૂર**-પૂર્ણ રીતે. **સેજ**-પથારી.

૫૦—જ્વલંત ઝળહળતો. **જ્યોત**-તેજ. **ભાળ**-કપાળમાં. **છ** છે. **અનેરી**-ઓર તરેહની. **જુજવાં**-જુદાં જુદાં. **કોડે**-હોંસે. **દિનરાય**-સૂર્ય. **ઉષા**-પરોઢિયું. **સપત્ની**-શોક્ય. **તનડે** શરીરે. **સાજે**-ધરે. **અવર**-બીજો. **અભિનવ**-નવાં નવાં. **રંજવા**-ખુશી કરવા. **વસન**-લુગડાં. **ચારૂ**-સુન્દર.

૫૧—**આંખ** રંગ-આંખો સાથે ઉમંગથી. **શુક** તે નામનો ગ્રહ-તારો **ગોંદરે**-પાદરે.

૫૨—**ગુલ્જાર**-ફુલથી ભરેલી. **નવપલ્લવ**-નવાં પાંદડાં. **અહિને**-પૃથ્વીને. **મયુર**-મોર. **વણખામી**-ખામી વગર. **ક્રીડા**-રમત.

કરવે-કરવા માટે. **મધુપાને**-ફુલનો રસ પીને. **વિહંગ**-પક્ષી. **ભ્રમર**-ભમરો. **ઋતુબહાર**-ઋતુઓની ખુબી.

**૫૩—સુખદ**-સુખ આપનાર. **વિવશ**-બ્હાવરી. **જ્યોત્સના**-ચાંદની. **લ્હેરન્તી**-ખીલી રહેછે. **મલ્લિકા**-એક જાતની વેલી. **બપૈયા**-એક જાતનું પક્ષી. **કુંજાગારે**-મંડપમાં. **કોકિલા**-કોયલ. **મુખચંદ**-મ્હોંરૂપી ચંદ્ર. **મલિન**-શોકાતુર. **કુંજ**-માંડવામાં. **ખીલી**-ખીલેલી. **માલતિ**—એક જાતની વેલી. **વિણિ**-વીણીને.

**૫૪—તરૂવૃંદ**-ઝાડની ઘટા. **છંદ**-તાલ. **અનિલ**-પવન. **મંદમાં**-મંદ અનિલની લ્હેરમાં. **મીઠી** મીઠીને-મીઠી કોયલ ત્હારા જેવી મીઠી સ્ત્રીને. **ભાવે**-ગમે. **રવ**-અવાજ. **અમિરસ**-અમૃતના રસ જેવો.

**૫૫—તાને**-તાનમાં, લ્હેમાં. **ઉરગાન**-હૃદયનાં ગાન. **ખીલે**-ખીલવે. **હાસ**-હસવું તે.

**૫૬—વિરાજો**-બિરાજો, રહો. **પીયૂષ**-અમૃત. **કરૂણાકલા**-દયાનાં કિરણો. **શાં**-જેવાં.

**૫૭—ભરછક**-ભરપૂર. **વિરલ**-ભાગ્યેજ ગણી આવતાં. **જગતપરિતાપ**-જગતના સંતાપ. **નીતિ શા**-નીતિ રૂપી. **પોષશે**-ઉછેરશે. **પરિમલ**-સુગંધ. **પલ્લવ**-પાનફુલ ઇત્યાદી. **ચીર**-વસ્ત્ર. **વાધે**-વધે.

**૫૮—સાન્ધ્ય ઘનદ્વીપ**—સન્ધ્યાકાળે દેખાતો, વાદળાંનો બનેલો બેટ. આ કાવ્યમાં સ્વચ્છ આકાશને કવિએ સમુદ્ર રૂપે, અને તેની વચ્ચે આવી રહેલા એક વાદળાના જથ્થાને બેટ રૂપે કલ્પ્યો છે, અને સંધ્યાકાળે દેખાતા આ દેખાવ ઉપર આ કાવ્ય રચાયલું છે.

કનકમય હાસમાં-સોનેરી, આનન્દમાં મગ્ન થઈ હસતો. **ચંદા તારા**-ચંદ્ર અને તારાને અહિં સ્ત્રી રૂપે કલ્પ્યા છે. **ઉત્સુક**-આતુર થઇને. **આવાસ**-મકાન. **કુતુકમય**-કંઇક નવું જાણવાની ઇચ્છાવાળા. **અલૌકિક**-અદ્ભુત. **અમર નગરીઓ**-દેવલોકની નગરીઓ, એટલે કે તારાઓ. **રજતમય**-રૂપેરી. **જ્યોત્સ્નામય**-તેજનું બનેલું. **વપુવાન**-સુન્દરતા ભર્યું શરીર. **લલના**-સ્ત્રી. **રતિ**-પ્રીતિ દેવી. **મર્ત્ય**-મરણને વશ. **મર્ત્યનિવાસ**-પૃથ્વી. **સુન્દરતા સરમાં**-સુન્દરતાભર્યા સરોવરમાં. **અણગણ**-અસંખ્ય, અતિ ભારે. **પાશ**-બન્ધન. **નિરન્તર**-હમેશાં.

**૫૯**—અનન્ત જગતમાં આત્માએ લેવાના જન્મ મરણના ફેરાના સંબંધમાં આ કાવ્ય છે. **લીસી**-નિરસ. **અનુકંપ**-દયા. **સ્કંધ**-ખભો. **વિશ્રંભ**-વિશ્વાસની વાત. **ગળતાં**-પીગળી જતાં, એકમેક થઇ જતાં. **મહિ ભુજબન્ધ**-ભેટાયેલા હાથમાં. **સુરખી**-લાલાશ, લાલી. **દૃગદ્વંદ્વ**-બન્ને આંખો. **ગુપ્તકળા**-પ્રભુની અકળિત ખુબી.

**૬૦**—**કોકિલા**-કોયલ. **અમૃતસાગર**-અમૃતના ભંડાર રૂપ. **મધુકંઠી**-મધુર અવાજવાળી. **તીર્થસ્થાન**-પવિત્રસ્થાન. **સંગ હૃદયને**—સંગમાં રહેનાર, ત્હારી તરફ દોરાનાર, હૃદયને. **તું**-તું રૂપી. **ધરણી હૃદયે**-પૃથ્વી ઉપરના મનુષ્યના હૃદયે. **પલટાઇને**-બદલાઇને. **કુંજાગાર**-મનોહર માંડવો. **હોજ**-કુંડ. **જનચક્ષુ**-મનુષ્યની આંખોને. **રીડ**-મ્હોટીબુમ. **સહ**-ની સાથે. **વાક**-વાણી. **વંશ**-પૂર્વજોથી ઉતરી આવેલું કુટુંબ. **શત અંશ**-સોમો ભાગ. **ગુંજ**-મધુર અવાજ.

**૬૧**—આ ગરબીમાં ચન્દ્ર, તારા વગેરે કુદરતનાં સુન્દર તત્વોરૂપી દેવતાઈ સુન્દરીઓએ એકઠાં થઇ ગાયેલું સંગીત હૃદયની વીણામાં ઘણીજ મધુરતાભર્યું ઉતારાયું છે. **તેજે**-તેજવડે ( આ

શબ્દથી જ્ઞાન, સત્ય, સુન્દરતા વગેરે ઉચ્ચ ગુણોનો ભાવ પણ સૂચવાયો છે ). અમ–અમારાં. તિમિર–અંધકાર ( અહીં આ શબ્દથી અજ્ઞાન, અવિદ્યા, દુષ્ટતા વગેરેનો હલકો ભાવ પણ સૂચવાય છે ). મર્ત્ય–નાશવંત. સેર–ધાર. કલહ–ઉંચાં મન, રીસ. ચંદા–ચંદ્રનું સ્ત્રીરૂપે કલ્પેલું તત્વ. મુગ્ધા–પતિના સહવાસમાં નવીન આવેલી યુવાન બાળા. ચિન્તન–વિચાર, ધ્યાન. સીંચી–( તેજરૂપી અમૃત ) પાઇને. શુક્રતારા–શુક્રના નામે ઓળખાતા ગ્રહ–તારાનું સ્ત્રીરૂપે કલ્પેલું તત્વ. નિરખે–જોઇ રહે. કવિત્વ–કાવ્યશક્તિ. બીજ–બીયું. વિકસી–ખીલાવીને. અનિમિષ નેન–વગર મીંચાતી આંખે. કવિત સરિત–કવિતા રૂપી નદી. વ્હેણુ–પ્રવાહ. તારા રાણી–તારાઓનું સ્ત્રીરૂપે કલ્પેલું તત્વ. ફલક સમીપ–ચિત્રના પાટીયાની પાસે. તત્વદર્શિ-ગહન તત્વ જોવાની શક્તિવાળું ( હૃદયની સાથે જાય છે ). પ્રતિભાદીપ–અપૂર્વ કલ્પના શક્તિનો દીવો. નૂર-તેજ. અન્ધ તિમિર–આંધળા બનાવી દેતું ( અજ્ઞાન, દુષ્ટતા વગેરે રૂપી ) અંધારૂં. હર્ષ રિપુ–આનન્દના શત્રુ રૂપ.

૬૨—આ ગરબી પણ ઉપરના જેવુંજ સંગીત રેલે છે. ગાયકગણ–ગાનારાઓનું મંડળ. અમરભૂમિ–દેવલોકના. પ્રકૃતિ દેવી–કુદરતરૂપી દેવી, જગતના પદાર્થનું સ્ત્રીરૂપ તત્વ. પુરૂષ-પ્રકૃતિ સાથે ભળેલું પુરૂષરૂપ ચૈતન્ય તત્વ. ( હિન્દુ ધર્મના સાંખ્ય નામના તત્વજ્ઞાનમાં જડ જગત જે પદાર્થનું બનેલું છે તેને 'પ્રકૃતિ' કહી છે, અને તેની સાથે ભળી તેને કામમાં દોરનાર ચૈતન્યને 'પુરૂષ' નામ આપ્યું છે. અહીં તો બન્નેને દૈવી સ્વરૂપો રૂપેજ કલ્પેલાં છે.) અનુપ- સરખામણી

ન થઇ શકે તેવા. **અવિરત**-નિરંતર. **ઝાંખી**-આછું દર્શન. **અણગણ્યુ તારાગણભર્યું**-અગણિત તારાઓના ઝુમખાથી ભરેલું ( ગગન). **ગગન**-આકાશ. **કુંભ**-ચંદ્રના ગોળા રૂપી ઘડો. **દિગન્ત**-સર્વ દિશાઓ. **અંધાર**-અંધારૂં. **ફેંકી નાંખી**-દૂર કરીને. **અવિરામ**-અખંડ. **આદિ**-સૌથી પ્રથમ, મૂળરૂપ. **રગરગ**-નસેનસમાં. **અતુલ**-તુલના, સરખામણી વિનાનું. **ઉષા**-પરોઢિયાનું દેવતાઇ તત્વ. **પેર**-રીતે. **સત્વર**-તરતજ. **રવિરાજ**-સૂર્યરાજ. **ઘેરૂં**-ઊંડું, ગાઢું.

**૬૩**—ઝાડની ઘટામાં અદૃશ્ય રહીને મીઠા અવાજ કરતી કોયલના સંબંધમાં આ ગરબી રચાયલી છે. **નીલ**-કાળાં, ઘેરાં. **સોહે**-શોભે. **વસંત સમીરમાં**—વસંત ઋતુના પવનમાં. **ભેદી**-પાર જઇને. **શશિરેખા**-ચંદ્રની ધારાઓ. **ગાણાં**-ગાન. **રેખા** તેજની ધારા. **નૈક**-અનેક. **નૈકલ્હરી** ઇ૦—ઉપરની ટુંકમાં કહેલી ચંદ્રની રેખા પાણીની અનેક લ્હેરોમાં અનેક રૂપ ધારણ કરીને, તથા પરપોટાના અંદરના ભાગમાં બેઠેલી દેખાઈ, પરપોટા સાથે પાણીની ઉપર વહેતી ચાલી જાય છે. **તેમ આજ** ઇ૦-તેવીજ રીતે તમારૂં ગાન અગારા-અનેક માણસોના-હૃદયોમાં વાસ કરી ( **શતકાજ** ) સેંકડો સ્વરૂપો ધરીને સરી જાય છે. **વીચિમાળ**-( પાણીમાંનાં ) મોજાંની હાર. **બાણુસમ**-બાણુની પેઠે. **સરી**-ચાલી જઇને. **શકરી**-પીગળી, પથરાઇ. **તિમિરતરંગ** અંધકારનાં પડ. **પ્રિય સ્પર્શસમું**-વ્હાલાં મનુષ્યના સ્પર્શના જેવું. **કૂજ્યું**-મીઠું ગાયેલું ગીત. **સરઉરે**-સરોવરના પટ ઉપર. **ચંચૂ**-ચાંચ. **ભાસો**-દેખાઓ. **કાસાર**-સરોવર. **કળી**-કોયલને ફુલની કળીરૂપ કલ્પીને તેને બોલાવવામાં આવી છે.

**૬૪—મજરો**—માનપૂર્વક પ્રણામ. **હેમ**—સોનું.

**૬૫—વટસાવિત્રી**-સ્ત્રીઓના સૌભાગ્ય અર્થે કરવામાં આવતું વ્રત. **અક્ષત**-ચોખા. **ખટકો**-ચીવટ.

**૬૬—ચહે**-ચહાય. **આધિ**-મનનું દુઃખ. **ઉપાધિ**-બહારથી આવી પડેલું દુઃખ, અગવડો.

**૬૭—ન્યારો**—ખાસ ખુબીવાળો. **તણખો**—પરમાત્માની જ્યોતિનો એક અંશ. **અંતર્યામી**-હૃદયમાંજ રહેનાર, બહાર ન જણાનાર. **ફાનસ**-મનુષ્યના હૃદયને ફાનસરૂપે કલ્પેલું છે. **સંસાર ઈ૦**—સંસારને તેજ આપનારો. **હૃદય ઈ૦**-હૃદય રૂપી ફાનસની આસપાસ આવી રહેલી અનેક વૃત્તિઓ રૂપી કાચની જાત પ્રમાણે. **રંગનારો**-અસર કરનારો. **દીપક**-બીજા મનુષ્યના સ્નેહ રૂપી દીવો. **રહેજ** ખુલ્લા ફાનસથી-બીજી સર્વ બાજુએ બંધ રહેલા, બીજાં કોઈ મનુષ્યો તરફ પોતાનો પ્રેમરૂપી પ્રકાશ ન નાંખનાર, ફાનસરૂપી હૃદયમાંથી. **એકજ દિશ**-એકજ, પ્રિય થઈ પડેલા, મનુષ્ય તરફ. **વાત્સલ્ય**—માબાપનો પોતાનાં બાળકો પ્રત્યેનો પ્રેમ. **સ્ફુરાવનારો**-માં ફુર્તિ આણનારો. **પ્રિય દીપ**-વ્હાલા મનુષ્યનો સ્નેહ. **તંતુ**-દોરી **અંતરવૃદ્ધિ**-બે હૃદયો વચ્ચેના છેટામાં થતો વધારો. **પ્રમાદ**-ભૂલ, અજ્ઞાન. **સ્વાર્પણ**-પોતાની જાતનો ભોગ. **બિમ્બ**-કિરણો. **ચોપાસ**-ખુલ્લા—૩ જી ટુંકમાં જણાવેલા રહેજજ ખુલ્લા ફાનસથી વિરૂદ્ધપણે, ચારે બાજુએ-સર્વ મનુષ્યો તેમજ આખા પ્રાણીમાત્ર તરફ પ્રકાશ આપવાને, સ્નેહ દોરવાને, તત્પર.

**૬૮—કાન્તનું પ્રસાદન**-વ્હાલા પતિને મનાવવું તે. **મધુકર**—

ભમરો ( પતિ માટે મુકવામાં આવેલું છે). **વિમુખ**–રીસાયલો. **વલ્લભ**–વ્હાલો પતિ. **કમલિની**–કમળ ( પત્નીને માટે વપરાયેલું છે ). **શબ્દામૃત વૃષ્ટિ**–શબ્દરૂપી અમૃતનો વરસાદ. **મિષ્ટ**–મીઠો. **ઇન્દુ** ચન્દ્ર. **શશ**–ચન્દ્રની અંદર દેખાતો સસલાનો આકાર.

**૬૯—પુષ્કર**–નળનો ભાઇ. **કલિપક્ષ**–કલિના પક્ષમાં, નળને હેરાન કરનાર કળિયુગની તરફેણમાં. **આણ**–હુકમ. **સદ્ય**–તરતજ. **નૈષધનાથ**-નિષધ દેશનો રાજા, નળ. **કાજ** માટે, તરફ. **ઉચરે**–બોલે, કહે. **મીન**–માછલું. **લહું**-લઉં **તરૂણી**–સ્ત્રી.

**૭૦—ધાજ્જે**–દોડજે. **નાદ**–અવાજ. **વજ્રપાત**–ઇન્દ્રના વજ્ર નામના પ્રાણઘાતક મનાતા હથિયારનું પડવું તે. **ગહ્વરમાં**–ગુફામાં. **સર્વજ્ઞ**–સર્વ વાત જાણનાર.

**૭૧—વર્ષા**–વરસાદ. **ઘનપાણી**–વાદળાંનું પાણી. **હરિયાળી**–કાંઇક લીલા રંગવાળી. **ભાથી**–યોદ્ધાઓ. **સ્વરહાથી**–અવાજરૂપી હાથીઓ. **તરૂકંપ** ભજે છે–ઝાડ ધ્રુજે છે. **અંબરા**–આકાશરૂપી સ્ત્રી. **પટ**–વસ્ત્ર **કૃષ્ણ**–કાળાં. **વીર**–શૂરવીર. **કર**–હાથ તેમજ કિરણો; કોઇના હાથ હેઠા બેસવા એટલે નરમ થઇ જવું. **સ્તબ્ધ**–એક ચિત્તના. **લીલા** ખુબીદાર બનાવ. **દાદુર**-દેડકા. **સરસી**–ન્હાનું તળાવ. **ચપળા**–વીજળી. **ભદ્રારૂપ**-ભદ્રકાળીનું, ભયંકર, રૂપ. **લાસ્ય**–એક જાતનો નાચ.

**૭૨—તમાલ**–એક જાતનું ઝાડ. **છતો**-ઉઘાડો. **સુંદર શિખરે**–સુંદરગિરિનામના પર્વતના શિખર ઉપર. **કુમુદ** કમળ.

**૭૩—અભેદ**–ઇશ્વર, પ્રાણી માત્રનો જીવ, અને આખું પદાર્થ

રૂપ જગત, એ સર્વ એક રૂપ જ છે, તેમાં કાંઈ જુદાપણું, ભેદ, **નથી** એવો સિદ્ધાંત. **પંથ**-ધર્મનો માર્ગ. **ભેદ**-સર્વ જાતની જુદાઇ. **નામ**વિસ્તાર-નામોની વધારે સંખ્યા. **સરણિ**-નિસરણી. **અ**નામી-નામથી ન ઓળખાય એવો. હું-તું-ભેદ-પટે-હું અને તું એવી જુદાઈ રૂપી પાટિયા ઉપર. **અભંગ**-આખો. **વિવેક**-જ્ઞાન. **નેહ**-સ્નેહ, પ્રેમ. **ગુંજ** મર્મ. **ઉપાસી**-પૂજનાર.

**૭૪—સ્વ**દેશસ્તોત્ર—સ્વદેશની સ્તુતિનાં ગાન. યશાળી-કીર્તિવાળી સુશીલ-સારા ચરિત્રવાળી. **પુનિત**-પવિત્ર. **ચરણ**-પગ. **ચૂમી**-ચુંબન કરીને. **વણશેલડી**-શેલડી વિના. **મોહે**-મોહ પમાડે. **સમૃદ્ધિ**-વૈભવ. **પ્રમુખા**-મુખ્ય. **દાખી** બતાવી. **સાખી**-સાક્ષી. **વે**-ત્તા-જાણનાર. **સદોત્સાહે**-સદા ઉત્સાહે, હમેશાં હોંશથી. **યવને**-યવન લોકોએ. **રજ**-ધુળ. **ધૂમી** પ્રસરી, ફેલાઇ.

**૭૫**-જડજીવો-લાગણી વિનાના જીવવાળો. **મમતા**-મ્હારાપણાનો ભાવ. **પિંડ**-શરીર. **પશ્વાદિ** પશુ વગેરે બુદ્ધિ વગરનાં પ્રાણીઓ. **નિસ્બત**-ગરજ, વ્યવહાર. **હિત**-ભલું. **પોષો**-ઉછેરો, વધારો.

**૭૬—ગુર્જરી** સ્તવન—ગુજરાત દેશના મહિમાનું ગાન. **વાટ**-માર્ગ. **રેલી**-રેલાવી, વહેવરાવી. **ઉજળીએ**-પ્રકાશિત કરીએ. **વિશ્વ**-જગત. **પ્રૌઢ**-ભારે. **વિલાસવાડી**-રમત માટેનો બાગ. **જગ**-**રાય** જગતના રાજા, ઇશ્વરને. **કણ્ઠી**-કંઠવાળાં, અવાજવાળાં. **લ**-લિત-મનોહર.

**૭૭—સ્થાનિક સ્વરાજ્ય માંગલિક**-અમુક સ્થાનમાં, શેહે-

રમાં, સુધારો કેળવણી વગેરેનો વહીવટ પોતેજ કરવાની લોકોને જે સત્તા સરકાર તરફથી આપવામાં આવી છે તેના સંબંધમાં રચાયેલું મંગળ ગીત. **જગહળે**-પ્રકાશે. **લાખેણો**-અમૂલ્ય. **સ્વસ્થાન**-પોતપોતાના સ્થાનમાં, શેહેરમાં, કરવાના. **કારકાર**-કાર્ય, વહીવટ કરનાર. **અતોલ**-સરખામણી ન થાય એવી ઉત્તમ રીતે. **પે'લ**-શરૂઆત. **દિનોદિન**-દિવસે દિવસે. **સજો**-વાપરો. **ઉત્કંઠા**-વધારે ઇચ્છા, હોંશ. **બંધુ**-હે દેશીભાઇ! **ઝિલો**-ઝબોળાઓ. **વીરરસ** શૂરપણાનો ઉત્સાહ. **સાહો**-પકડો. **કલ્યાણ**-ભલું કરવાથી. **કૃતારથ**-સફળ. **નિર્વાણ**-મોક્ષ.

૭૮—**ભારત હ્રદયનો**-ભારત, હિંદુસ્થાન, દેશની ચડતીનો. **પ્રજાસમાજે**-સ્વદેશી લોકોના એકઠા મળતા મંડળમાં, કોંગ્રેસમાં. **સુરંગ**-સારો આનંદ લઇને. **વરતાયો**-ચાલી રહ્યો. **જાગ**-યજ્ઞ. **ઋત્વિજ** ભાગ-યજ્ઞ કરાવનાર આચાર્યના ભાગે આવેલાં ( કર્તવ્યો. ) **વિદેશ**-પરદેશ. **સુવેશ**-સારી સ્થિતિમાં. **કોટયાદિ** કરોડો. **કરે ભોજન** એક દિવસમાં માત્ર એકજ વાર ખાવા પામે છે. **સહિત વિવેક**-લાયક અલાયકનો વિચાર કરીને. **દંન**-દિવસ.

૭૯—**ભારતી સ્ત્રીગીત**-ભારત દેશની સર્વ જાતની સ્ત્રીઓની એકતા દર્શાવનારૂં ગીત. **સાંચરો**-ચાલો. **ચારૂ**-સુન્દર. **અનિલ**-પવન. **સુરભિ**-સુગંધી. **ચન્દ્રમુખ** ચંન્દ્રના મ્હોં ઉપર. **નન્દન**-આનન્દ ભરેલી. **સ્મિતલહરિ**-ધીમા હસવા રૂપી લ્હેર. **લહકાય**-રમે, પથરાય. **રમા**-લક્ષ્મી. **સુરગાન**-દૈવિગાન. **દ્રવે**-ઝરે, ( પ્રવાહી રૂપે કલ્પેલું ગાન ) રેલે. **દેશવાડી**-સ્વદેશ રૂપી બાગ. **નવલ**-તાજાં, ખીલતાં. **પલ્લવ**-કુણગા. **પુષ્પપુંજ**-ફુલના ગુચ્છા. **વૃક્ષવલ્લરી**-

ઝાડ અને વેલ. **જ**નનિ–સ્વદેશ રૂપી માતા. **બ્રહ્મ**પુત્ર–પૂર્વ બંગાળામાં આવેલી બ્રહ્મપુત્રા નામની નદી. **ગુ**ર્જરી–ગુજરાતની સ્ત્રીઓ. **બં**ગસુન્દરી–બંગાળી સ્ત્રીઓ. **દ્રા**વીડી–દ્રાવીડ દેશની ( મદ્રાસ તરફની ) સ્ત્રીઓ. **મ**હારાષ્ટ્રી–દક્ષિણી સ્ત્રીઓ. **ઐ**ક્યતાન-એકતાનું, એક સંપનું, તાન. **વા**ઇએ-વગાડીએ, પ્રસારીએ. **કુ**સુમિત–ફુલોથી ભરેલી. **લ**લિતા–સુન્દર. લતા–લલના—વેલરૂપી સ્ત્રી. તરૂપતિ–ઝાડરૂપી પતિ. **વિ**વિધ વર્ણ નવરંગ–જાત જાતના નવનવા વર્ણની. ઇસ્લામી–મુસલમાન સ્ત્રીઓ. **આ**ર્ય–હિન્દુ. ઉલ્લાસ રસ ઇ૦–આનન્દના રસમાં વિલાસ કરનારી. **વં**દીએ-પ્રણામ કરીએ. **શિ**ર-શિખર. **મ**ન આશ–મનની આશા. **ભિ**ન્ન જાતિ–રીતિ–જાત અને રીતરીવાજમાં જુદાં હોવા છતાં. **ત**દપિ રહો ઇ૦–તોપણ એકજ હૃદયમાં અમારો વાસ થાઓ, અમારાં સર્વનાં હૃદય એક થાઓ. **હૃ**દયપાત્ર–હૃદયરૂપી વાસણ. **અ**ર્ધ્ય–પૂજામાં દેવને અર્પણ કરવાની વસ્તુ. **મં**ગલ પ્રીતિઅર્ધ્ય–પ્રેમરૂપી માંગલિક અર્ધ્ય, પુજાપો. **ભ**ક્તિ આત્મસુવાસ-આત્માના સુગન્ધ.સાર, રૂપી, ભક્તિ.

૮૦—**અ**વસાન–સંપૂર્ણતા. **પુ**નઃ–ફરીથી. **સ**દન-વાસ, રહેઠાણ. **સ**દૈવ-હમેશાં.**સુ**હાય–શોભે. **પા**મર–ન્હાનાં ન્હાનાં. **દિ**નચર્યા–આખા દિવસના કામકાજમાં. ઉન્નત-ઉંચા. **ગિ**રિશૃંગ–પર્વતનાં શિખર. **રં**ક ઘેર–અમારા જેવા ગરીબને ઘેર. **પ્ર**ભાવ–અસર, ફળ. **શુ**શ્રૂષા–સેવા ચાકરી, આગતાસ્વાગતા. **લ**લિતઉરો-હમારાં સુન્દર અંતઃકરણો.

---

# કર્તાનાં નામવાર અનુક્રમણિકા.

---

# ગીતોની પ્રથમ લીંટી પ્રમાણેની અનુક્રમણિકા.

**પ્રથમ લીંટી.** **ગીતસંખ્યા. પૃષ્ટ.**

---

"સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્યછે"—ગો. મા. ત્રિપાઠી.

# સુન્દરીસુબોધ.

આ માસિકમાં હાલ નીચે પ્રમાણે જુદા જુદા લેખ પ્રકાશિત કરવામાં આવે છે.

વર્તમાનરંગઃ—ચાલતા બનાવો અને વિષયોની નોંધ; તે ઉપર ચર્ચા, વિવેચન વગેરે.

કાવ્યકુંજઃ—કવિતાઓ, સંગીત કાવ્યો અને સ્ત્રીઓને ઉપયોગી ગરબાઓ—ગરબીઓ.

ગૃહધર્મઃ—સાંસારિક અને ધાર્મિક વિષયો.

વિદ્યાકળાઃ—ગુંથનકળા, પાકશાસ્ત્ર ઇ૦ વિજ્ઞાન અને વિદ્યા તથા હુન્નરકળાને લગતા વિષયો.

વિવિધવિહારઃ—સર્વ પ્રકારના સામાન્ય વિષયો; પરચુરણ લેખ.

રમણીમણિમાળાઃ—દૃષ્ટાન્ત લેવા લાયક સન્નારીઓ—સતી સ્ત્રીઓનાં જીવનચરિત્રો.

વાર્તાલહરિઃ—વાર્તાઓ, નવલકથાઓ, નાટકો વિગેરે.

સ્વાગતમન્દિરઃ—ગ્રન્થસ્વીકાર; પત્રો અને અભિપ્રાય માટેનાં પુસ્તકો ઉપર વિવેચન.

આનંદાશ્રમઃ—આનન્દ આપે તેહવા વિષયો.

જ્ઞાનસુગન્ધઃ—પુસ્તકો અને પત્રોમાંથી સ્ત્રીઓને ઉપયોગી ઉતારા.

સમયતરંગઃ—દેશવિદેશના તાજા સમાચારનો સાર.